# ભૂગોળ વિદ્યા.

## ભાગ બીજો.

યૂરોપ, આફ્રિકા, અમેરિકા અને ઓશીએન્યાનું વર્ણન.

(ગુજરાતી અને અંગ્રેજી નિશાળોના વિદ્યાર્થીઓને માટે)



મુંબઈ:
ગ્રૂપચ પ્રીંટીંગ પ્રેસ.

૧૮૮૫.

શ્રી

# ભૂગોળ વિદ્યા.

## ભાગ બીજો.

યૂરોપ, આફ્રિકા, અમેરિકા અને ઓશીએન્યાનું વર્ણન.

(ગુજરાતી અને અંગ્રેજી નિશાળોના વિદ્યાર્થીઓને માટે)



મુંબઈ:
રાપન પ્રીંટીંગ પ્રેસ.

૧૮૮૫.

૨૩૦૨

# ભૂગોળ વિદ્યા.

## ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.—યૂરોપ.

**યૂરોપ ખંડની સીમા, વગેરે.** (Boundaries, &c.)

યૂરોપ દુનિયામાં સર્વથી નાનો ખંડ છે, પણ રાજ્યદ્વારી બળ, વિદ્યા હુનર, અને બોહોળા વેપારથી સઘળા ખંડોમાં શ્રેષ્ઠ ગણાય છે. એ ઉત્તર સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો છે, તેથી એની હવા ઘણી ગરમ નથી. એના ઉત્તર ભાગમાં દક્ષિણ ભાગ કરતાં થંડી વધારે હોય છે, અને શિયાળામાં બરફ વરસે છે.

**સીમાઃ**—યૂરોપખંડની ઉત્તરે **આર્ટિક** મહાસાગર (Arctic Ocean) છે; પશ્ચિમે **એટલાન્ટિક** મહાસાગર (Atlantic Ocean) છે; દક્ષિણે **ભૂમધ્ય** સમુદ્ર (Mediterranean Sea), **આર્કિપેલેગો** અથવા **ઇજયન** સમુદ્ર (Archipelago or Ægean Sea), **માર્મોરા** સમુદ્ર (Sea of Marmora), **કાળો** સમુદ્ર (Black Sea), અને **કોકેસસ** પર્વત (Caucasus Mountains) છે; પૂર્વે **કેસ્પિઅન** સમુદ્ર (Caspian Sea), **યૂરલ** નદી (Ural River), અને **યૂરલ** પર્વત (Ural Mountains) છે.

યૂરોપખંડ પૂર્વે **યૂરલ** પર્વતથી એશિઆ સાથે જોડાયલો છે; **ભૂમધ્ય** સમુદ્ર એને આફ્રિકાથી છૂટો પાડે છે; અને **એટલાન્ટિક** મહાસાગર એને અમેરિકાથી છૂટો પાડે છે. યૂરોપખંડની વધતામાં વધતી લંબાઇ ૨૭૬૦ મૈલ છે, અને પોહોળાઇ ૩૪૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફલ (area) આસરે ૪૦,૦૦,૦૦૦ ચોરસ મૈલ છે.

---

## દેશો.—(Countries).

**૧. ગ્રેટ બ્રિટન અને આયરલન્ડ** (Great Britain & Ireland).

**૨. ફ્રાન્સ** (France).

**૩. સ્પેન** (Spain).

**૪. પોર્ટુગલ** (Portugal).

**૫. બેલજિઅમ** (Belgium).

**૬. હોલન્ડ** (Holland).

**૭. જર્મનિ** (Germany).

**૮. ડેન્માર્ક** (Denmark).

**૯. સ્વીદન અને નોર્વે** (Sweden & Norway).

**૧૦. રશિઆ** (Russia).

**૧૧. ઓસ્ટ્રિઆ અને હંગરી** (Austria & Hungary)

**૧૨. સ્વિત્ઝરલન્ડ** (Switzerland).

**૧૩. ઇટલિ** (Italy).

**૧૪. તરકી-ઇન-યૂરોપ** (Turkey-in-Europe).

## ૧૫. ગ્રીસ (Greece).

**તરકી** સિવાય યૂરોપનાં સઘળાં રાજ્યો ખ્રિસ્તી છે; અને તરકીમાં વસતા **મુસલમાનો** તથા યૂરોપમાં રેહેનારા **યાહુદી** સિવાય લોકો પણ સઘળા **ખ્રિસ્તી ધર્મ** પાળેછે. ખ્રિસ્તી ધર્મના ત્રણ પંથ છેઃ—૧. **પ્રોટેસ્ટંટ**; ૨. **રોમન કેથલિક**; ૩. **ગ્રીક**. ગ્રેટ બ્રિટન, હોલન્ડ, જર્મનિ, ડેન્માર્ક, સ્વીદન અને નોર્વે, તથા સ્વિત્ઝરલન્ડના લોકો ઘણા ખરા પ્રોટેસ્ટંટ છે. આયરલન્ડ, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગલ, બેલજિઅમ, ઓસ્ત્રિઆ અને હંગરી, તથા ઇટલિના લોકો ઘણા ખરા **રોમન કેથલિક** છે. રશિઆ અને ગ્રીસના લોકો, તથા તરકીમાં વસતા ખ્રિસ્તી લોકો **ગ્રીક પંથ** પાળે છે.

યૂરોપખંડના દેશોમાં ત્રણ પ્રકારની રાજ્ય રીતિ માલમ પડેછે. રશિઆ અને તરકીના રાજ્યકર્તા આપખુદ સત્તા ભોગવેછે, એટલે પોતાની મરજી મુજબના કાયદા બાંધીને અમલ કરેછે. ફ્રાન્સ અને સ્વિત્ઝરલન્ડમાં પ્રજાસત્તાક રાજ્ય છે, એટલે પ્રજાના પસંદ કરેલા પ્રતિનિધિઓ લોકોની મરજી મુજબ રાજ્ય કરેછે. બાકીનાં બધાં યૂરોપનાં દેશોમાં પ્રજાની સંમતિથી કાયદા બાંધીને રાજાઓ તે કાયદા પ્રમાણે રાજ્ય ચલાવે છે. જર્મનિ, ઓસ્ત્રિઆ, અને રશિઆના રાજકર્તાઓ શેહેનશાહને નામે ઓળખાય છે; અને તરકીના રાજાને સુલતાન કેહેછે.



# પ્રકરણ ૨જું—યૂરોપ.

## દ્વીપ અથવા બેટ.—(Islands.)

### (અ) આર્ટિક મહાસાગર માહેલા બેટ.

૧. નોવાઝેમ્લા (Nova Zemlia) ૨. સ્પિટ્ઝ-બર્ગન (Spitzbergen). ૩. લોફોદન ટાપુ (Lofoden Isles).

નોવાઝેમ્લા અને સ્પિટ્ઝબર્ગન રશિઆને તાબે છે; લોફોદન ટાપુ સ્વીદનને તાબે છે.

### (આ) એટલાન્ટિક મહાસાગર માહેલા બેટ.

૧. આઇસલન્ડ (Iceland).
૨. ફેરો ટાપુ (Faroe Isles).
૩. શેતલન્ડ ટાપુ (Shetland Isles).
૪. ઓર્કની ટાપુ (Orkney Isles).
૫. હેબ્રિડીસ ટાપુ (Hebrides).
૬. ગ્રેટ બ્રિટન (Great Britain).
૭. આયરલન્ડ (Ireland).
૮. મેન (Isle of Man).
૯. વાઇત (Isle of Wight).
૧૦. ચેનલ ટાપુ (Channel Islands).
જરસી (Jersey).
ગરનસી (Guernsey).

ઓાલ્ડર્ની (Alderney).

સાર્ક (Sark).

આઇસલન્ડ અને ફ્રેરો ટાપુ ડેન લોકોના તાબામાં છે; બાકીના સઘળા બેટ અંગ્રેજોના તાબામાં છે.

(૪) ભૂમધ્ય સમુદ્ર માહેલા બેટ.

૧. બેલ્યેરિક ટાપુ (Balcaric Isles).

મેજોર્કા (Majorca).
માઇનોર્કા (Minorca).
આઇવિઝા (Iviza).
ફોર્મેન્ટેરા (Formentera).

૨. કોર્સિકા (Corsica).
૩. સાર્ડિન્યા (Sardinia).
૪. એલ્બા (Elba).
૫. સિસિલિ (Sicily).
૬. લિપેરિ ટાપુ (Lipari Isles).
૭. મોલ્ટા (Malta).
૮. ગોઝો (Gozo).
૯. આયોનિઅન ટાપુ (Ionian Isles).
૧૦. ક્રીત અથવા કેન્ડયા (Crete or Candia).
૧૧. સાઇક્લેડીસ (Cyclades).
૧૨. નેગ્રોપોન્ટ (Negropont).
૧૩. લેમ્નોસ (Lemnos).

બેલ્યેરિક ટાપુ સ્પેનના તાબામાં છે; કોર્સિકા ફ્રાન્સને તાબે છે; મોલ્ટા અને ગોઝો અંગ્રેજોના તાબામાં છે; સાર્ડિન્યા, એલ્બા, સિસિલી, અને લિપેરિ ટાપુ ઇટલિને તાબે છે; ક્રીત અને લેમ્નોસ તરકીને તાબે છે; બાકીના બેટો ગ્રીસને તાબે છે.

### (૭) બોલ્ટિક સમુદ્ર તથા કેટીગેટ માહેલા બેટ.

૧. ઝીલન્ડ (Zealand). ૨. પ્યુનન (Funen).
૩. લાલન્ડ (Laaland). ૪. ઓલન્ડ (Oland).
૫. ગોથલન્ડ (Gothland). ૬. ઇસલ (Oesel).
૭. આલન્ડ (Aaland).

ઝીલન્ડ, પ્યુનન અને લાલન્ડ, ડેન લોકના તાબામાં છે; ઓલન્ડ અને ગોથલન્ડ સ્વીદનના તાબામાં છે; ઇસલ અને આલન્ડ રશિઆને તાબે છે.

---

## દ્વીપકલ્પ (Peninsulas.)

૧. સ્કેન્ડિનેવિઆ (Scandinavia)—નોર્વે અને સ્વીદન.
૨. જતલન્ડ (Jutland)—ડેન્માર્કમાં.
૩. આઇબીર્યન દ્વીપકલ્પ (Iberian Peninsula)—સ્પેન અને પોર્ટુગલ.
૪. ઇટલિ (Italy).
૫. હેલીનિક દ્વીપકલ્પ (Hellenic Peninsula)—ગ્રીસ, અને તરકીનો દક્ષિણ ભાગ.

૬. મોરીઆ (Morea).—ગ્રીસમાં.
૭. ક્રિમીઆ (Crimea)—રશિઆની દક્ષિણે.

---

## સંયોગીભૂમિ. (Isthmuses).

૧. કોરિન્થ (Corinth)—મોરીઆ દ્વીપકલ્પને ઉત્તર ગ્રીસ સાથે જોડે છે.
૨. પેરીકોપ (Perekop)—ક્રિમીઆ દ્વીપકલ્પને રશિઆ સાથે જોડે છે.

---

## ભૂશિર.—(Capes).

૧. નોર્ડકિન (Nordkyn) }
૨. ઉત્તર ભૂશિર (North Cape) } નોર્વેની ઉત્તરે.
૩. નેઝ (Naze)—નોર્વેની દક્ષિણે.
૪. સ્કો (Skaw)—ડેન્માર્કની ઉત્તરે.
૫. રાથ (Wrath) }
૬. ડનેટહેડ ( Dunnet Head ) } સ્કોટલન્ડની ઉત્તરે.
૭. મેલિનહેડ (Malin Head)—આયરલન્ડની ઉત્તરે.
૮. કિલઅર (Clear)—આયરલન્ડની દક્ષિણે.
૯. લેન્ડસ એન્ડ (Land's End) }
૧૦. લિઝર્ડ પોઇન્ટ (Lizard Point) } ઇંગલન્ડની નૈરૃત્ય દિશાએ.
૧૧. લાહેગ (La Hague)—ફ્રાન્સની ઉત્તરે.
૧૨. ઓર્ટીગલ (Ortegal) }
૧૩. ફિનિસ્ટર (Finisterre) } સ્પેનની વાયવ્ય દિશાએ.

૧૪. રોકા (Rocca) } પોર્ટુગલની પશ્ચિમે.
૧૫. સેન્ટ વિન્સેન્ટ (St. Vincent) }
૧૬. ટ્રફાલગાર (Trafalgar) } સ્પેનની દક્ષિણે.
૧૭. ટેરિફા (Tarifa) }
૧૮. સ્પાર્તિવેન્ટો (Spartivento) } ઇટલિની દક્ષિણે.
૧૯. લ્યુકા (Leuca) }
૨૦. માતાપન (Matapan)—ગ્રીસની દક્ષિણે.

---

## પર્વત.—(Mountains).

૧. સ્કેન્ડિનેવિઅન એલ્પ્સ (Scandinavian Alps) —નોર્વેમાં.

ડોવરફીલ્ડ પાહાડ (Dovrefield Mountains).

કોલન પાહાડ (Kiolen (Mountains).

૨. ગ્રેમ્પિઅન પર્વત (The Grampians)—સ્કોટલન્ડમાં.

શિખર (Peak)—બેન નેવિસ (Ben Nevis).

૩. ચીવિઅટ ડુંગર (Cheviot Hills)—ઇંગલન્ડ અને સ્કોટલન્ડની વચ્ચે.

૪. પિરીનીઝ પર્વત (The Pyrenees)—ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે.

૫. એલ્પ્સ પર્વત (The Alps)—ફ્રાન્સ, સ્વીટ્ઝર્લન્ડ, ઇટલિ, અને ઓસ્ટ્રિઆમાં.

શિખરો—માઉન્ટ બ્લાં (Mount Blanc.)

માઉન્ટ રોઝા (Mount Rosa).
ગ્રેટ સેન્ટ બરનાર્ડ (Great St. Bernard).
માઉન્ટ ગોથર્ડ (Mount Gothard).

૬. એપીનાઇન્સ પર્વત (The Apennines)—ઇટલિમાં.

૭. કાર્પેથ્યન પર્વત (Carpathian Mountains)—ઓસ્ટ્રિઆમાં.

૮. બોલ્કન પર્વત (Balkan Mountains).—તરકીમાં.

૯. પિન્ડસ પર્વત (Pindus Mountains)—તરકી અને ગ્રીસમાં.

૧૦. માઉન્ટ ઓલિમ્પસ (Mount Olympus)—તરકીમાં.

૧૧. માઉન્ટ પાર્નાસસ (Mount Parnassus)—ગ્રીસમાં.

૧૨. કોકેસસ પર્વત (Caucasus Mountains)—રશિઆની દક્ષિણે.
શિખર—માઉન્ટ અલબર્ઝ (Mount Elburz).

૧૩. યૂરલ પર્વત (Ural Mountains)—રશિઆની પૂર્વે.

---

## જવાળામુખી.—(Volcanoes).

૧. વીસુવિઅસ (Vesuvius)—ઇટલિમાં, નેપલ્સ શહેરની પાસે.

૨. **એટના** (Etna)—સિસિલિમાં.
૩ **હેકલા** (Hecla)—આઇસલન્ડમા.



# પ્રકરણ ૩જું—યૂરોપ.

---

## સમુદ્ર તથા અખાત.—(Seas, Gulfs & Bays).

૧. વાઇટ સમુદ્ર (White Sea) } રશિઆની ઉત્તરે.
૨. આર્ચેનજળનો અખાત (Gulf of Archangel)........... }

૩. **બોથ્નિઆનો અખાત** (Gulf of Bothnia)—સ્વીદન અને રશિઆની વચ્ચે.

૪. **રાઇગાનો** અખાત (Gulf of Riga) } રશિઆની
૫. **ફિનલન્ડનો** અખાત (Gulf of Finland) } પશ્ચિમે.

૬. **બોલ્ટિક** સમુદ્ર (Baltic Sea)—સ્વીદનને રશિઆ તથા જર્મનિથી છૂટો પાડેછે.

૭. **કેટીગેટ** (Cattegat)—સ્વીદન અને ડેન્માર્કની વચ્ચે.

૮. **સ્કેગર રેક** (Skager Rack)—નોર્વે અને ડેન્માર્કની વચ્ચે.

૯. **ઉત્તર** સમુદ્ર અથવા **જર્મન સાગર** (North Sea or German Ocean)—ગ્રેટ બ્રિટન અને ખંડની વચ્ચે.

૧૦. **ઝૂદરઝી** (Zuider Zee)—હોલન્ડની ઉત્તરે.

૧૧. **ઇંગ્લિશ** ખાડી (English Channel)—ઇંગલન્ડ અને ફ્રાન્સની વચ્ચે.

૧૨. **બ્રિસ્ટલ** ખાડી (Bristol Channel)—ઇંગલન્ડની નૈરૃત્ય દિશાએ.

| | |
|---|---|
| ૧૩. **સેન્ટ જ્યોર્જની** ખાડી (St. George's Channel) ............................ | ગ્રેટબ્રિટન અને આયરલન્ડની વચ્ચે. |
| ૧૪. **આઇરિશ** સમુદ્ર (Irish Sea) ........ | |
| ૧૫. **ઉત્તર** ખાડી (North Channel) .... | |

૧૬. **ફોર્થનો** અખાત (Firth of Forth)—સ્કોટલન્ડની પૂર્વે.

૧૭. **બિસ્કેનો** અખાત (Bay of Biscay)—ફ્રાન્સની પશ્ચિમે અને સ્પેનની ઉત્તરે.

૧૮. **ભૂમધ્ય** સમુદ્ર (Mediterranean Sea)—યૂરોપની દક્ષિણે.

૧૯. **લાયન્સનો** અખાત (Gulf of Lyons)—ફ્રાન્સની દક્ષિણે.

૨૦. **જીનોઆનો** અખાત (Gulf of Genoa)—ઇટલિની વાયવ્ય દિશાએ.

૨૧. **તેરેન્ટોનો** અખાત (Gulf of Taranto)—ઇટલિની દક્ષિણે.

૨૨. **એડ્રિએટિક** સમુદ્ર (Adriatic Sea)—ઇટલિ અને તરકીની વચ્ચે.

૨૩. **વેનિસનો** અખાત (Gulf of Venice)—ઇટલિની ઇશાન દિશાએ.

૨૪. આર્કિપેલેગો અથવા ઇજીયન સમુદ્ર (Archipelago or the Ægean Sea)—તરકી અને ગ્રીસની પૂર્વે.

૨૫. ઇજાઇનાનો અખાત (Gulf of Egina)—ગ્રીસની પૂર્વે.

૨૬. સેલોનિકિનો અખાત (Gulf of Saloniki)—તરકીની પૂર્વે.

૨૭. માર્મોરા સમુદ્ર (Sea of Marmora)—તરકી-ઇન-યૂરોપ અને તરકી-ઇન-એશિઆની વચ્ચે.

૨૮. કાળો સમુદ્ર (Black Sea)—રશિઆ અને તરકી-ઇન-એશિઆની વચ્ચે.

૨૯. એઝોપનો સમુદ્ર (Sea of Azov)—રશિઆની દક્ષિણે.

---

## સામુદ્રધુની—(Straits).

૧. સાઉન્ડ (The Sound)—સ્વીદન અને ઝીલન્ડની વચ્ચે.

૨. ગ્રેટ બેલ્ટ (Great Belt)—ઝીલન્ડ અને ફ્યુનનની વચ્ચે.

૩. લિટલ બેલ્ટ (Little Belt)—ફ્યુનન અને સ્લેસવિગ પ્રાંતની વચ્ચે.

(સ્લેસવિગ ડેન્માર્કની દક્ષિણે જર્મનિનો એક પ્રાંતછે.)

૪. ડોવર (Dover)—ઇંગલન્ડ અને ફ્રાન્સની વચ્ચે.

૫. જિબ્રોલ્ટર (Gibraltar)—એટલાન્ટિક મહાસાગરને ભૂમધ્ય સમુદ્ર સાથે જોડેછે.

૬. બોનિફેશિઓ (Bonifacio)—કોર્સિકા અને સાર્ડિન્યાની વચ્ચે.

૭. મેસિના (Messina)—ઇટલિ અને સિસિલિની વચ્ચે.

૮. ઓટ્રેન્ટો (Otranto)—ઇટલિ અને તરકીની વચ્ચે.

૯. હેલેસ્પોન્ટ અથવા ડાર્ડેનલ્સ (Hellespont or Dardanelles)—આર્કિપેલેગોને મામોરા સમુદ્ર સાથે જોડે છે.

૧૦. કોનસ્ટેન્ટિનોપલ અથવા બોસ્પરસ (Constantinople or Bosporus)—મામોરા સમુદ્રને કાળા સમુદ્ર સાથે જોડેછે.

૧૧. યેનિકલ (Yenikale)—કાળા સમુદ્રને એઝોફના સમુદ્ર સાથે જોડેછે.

---

## સરોવર.—(Lakes).

| | | |
|---|---|---|
| ૧. કેસ્પિઅન સમુદ્ર (Caspian Sea) | | રશિઆમાં. |
| ૨. લેડોગા (Ladoga) | ................ | રશિઆમાં. |
| ૩. ઓનીગા (Onega) | ................ | રશિઆમાં. |
| ૪. પીપસ (Peipus) | ................ | રશિઆમાં. |
| ૫. ઇલ્મન (Ilmen) | ................ | રશિઆમાં. |

૬. **વેનર** (Wener) ......... }
૭. **વેતર** (Wetter) ......... } સ્વીડનમાં.
૮. **મીલર** (Mœlar) ...... }

૯. **ઝુરિચ** (Zurich) ............... } સ્વિટ્ઝરલન્ડમાં.
૧૦. **ન્યુશેતલ** (Neuchatel) ........ }

૧૧. **જીનીવા** (Geneva)—સ્વિટ્ઝરલન્ડ અને ફ્રાન્સની વચ્ચે.

૧૨. **કોનસ્ટન્સ** (Constance)—સ્વિટ્ઝરલન્ડ અને જર્મનિની વચ્ચે.

૧૩. **બેલેટન** (Balaton)—ઓસ્ટ્રિઆમાં.

---

**કેસ્પિઅન** સમુદ્ર દુનિયામાં સર્વથી મોટું ખારાં પાણીનું સરોવર છે.

**લેડોગા** યૂરોપમાં સર્વથી મોટું મીઠાં પાણીનું સરોવરછે.

---

## **નદી.—(Rivers).**

### (અ) આર્ટિક મહાસાગરને મળતી નદી.

૧. **દ્વાઇના** (Dwina)—રશિઆની ઉત્તરે—આર્ચેનજળ અખાતને મળેછે.

### (આ) બાલ્ટિક સમુદ્રને મળતી નદી.

૧. **ડયુના** (Düna)—રશિઆની પશ્ચિમે—રાઇગાના અખાતને મળેછે.

૨. **વિસ્ટુલા** (Vistula)—રશિઆ અને જર્મનિમાં.

૩. **ઓદર** (Oder)—જર્મનિમાં.

## (ઇ) ઉત્તર સમુદ્ર અથવા જર્મન સાગરને મળતી નદી.

૧. **એલ્બ** (Elbe)—ઓસ્ટ્રિઆ અને જર્મનિમાં.
**નદ્યંતરગામિ** (Tributary)—**મોલ્ડો** (Moldau).

૨. **વીસર** (Weser) ............ } જર્મનિમાં.
૩. **એમ્સ** (Ems) ............ }

૪. **ર્‍હાઇન** (Rhine)—સ્વિત્ઝરલન્ડ, જર્મનિ, અને હોલન્ડમાં.
નદ્યંતરગામિ—૧. **મોસેલ** (Moselle).
૨. **મેન** (Maine).

૫. **મ્યુસ** (Meuse) } ફ્રાન્સ, બેલ્જિઅમ, અને હોલન્ડમાં.
૬. **શેલ્ટ** (Scheldt) }

૭. **ટેમ્સ** (Thames)—ઇંગલન્ડની દક્ષિણે.

૮. **ટ્વીદ** (Tweed)—સ્કોટલન્ડની પૂર્વે.

## (ઉ) એટલાન્ટિક મહાસાગરને મળતી નદી.

૧. **ક્લાઇડ** (Clyde)—સ્કોટલન્ડની પશ્ચિમે.

૨. **મરસી** (Mersey)—ઇંગલન્ડની વાયવ્ય દિશાએ—આઇરિશ સમુદ્રને મળેછે.

૩. **સેવરન** (Severn)—ઇંગલન્ડની નૈરૂત્ય દિશાએ—બ્રિસ્ટલ ખાડીને મળે છે.

૪. **શેનન** (Shannon)—આયરલન્ડની પશ્ચિમે.

૫. **સીન** (Seine)—ફ્રાન્સની ઉત્તરે—ઇંગ્લિશ ખાડીને મળે છે.

૬. લુઆર (Loire) ... } ફ્રાન્સની પશ્ચિમે—બિસ્કેના
૭. ગેરોન (Garonne) } અખાતને મળેછે.

૮. ડૂરો (Douro) ............ } સ્પેન અને પોર્ટુ-
૯. ટેગસ (Tagus) ............ } ગલમાં.
૧૦. ગોડિઆના (Guadiana) }

૧૧. ગોડલક્વિવર (Guadalquiver)—સ્પેનની દક્ષિણે.

## (એ) ભૂમધ્ય સમુદ્રને મળતી નદી.

૧. ઈબ્રો (Ebro)—સ્પેનની પૂર્વે.

૨. ર્હોન (Rhone)—ફ્રાન્સની દક્ષિણે—લાયન્સના અખાતને મળેછે.

નદ્યંતરગામિ—સોન (Saone).

૩. આર્નો (Arno) ........ } ઇટલિની પશ્ચિમે.
૪. તાઇબર (Tiber) ........ }

૫. એડિજ (Adige) ........ } ઇટલિની ઉત્તરે—એડ્રિ-
૬. પો (Po) .................... } એટિક સમુદ્રને મળેછે.

## (ઐ) કાળા સમુદ્રને મળતી નદી.

૧. ડેન્યુબ (Danube)—જર્મનિ, ઓસ્ટ્રિઆ, અને તરકીમાં

નદ્યંતરગામિ—૧. થીસ (Theiss).
૨. સેવ (Save).
૩. ડ્રેવ (Drave).
૪. ઇન્ન (Inn).

૨. **નીસ્તર** (Dniester) ...} રશિઆની નૈરૃત્ય દિ-
૩. **નીપર** (Dnieper) ...} શાએ.
૪. **ડોન** (Don)—રશિઆની દક્ષિણ—એઝોફના સમુ-
દ્રને મળેછે.

**(ઓ) કેસ્પિઅન સમુદ્રને મળતી નદી.**

૧ **યૂરલ** (Ural)................} રશિઆની પૂર્વે.
૨. **વોલ્ગા** (Volga) ........}

---

**યૂરોપની મોટી નદી અને તેમની લંબાઇ.**

| | |
|---|---|
| ૧. વોલ્ગા....મૈલ ૨૨૨૬. | ૪. ડોન....મૈલ ૧૦૫૦ |
| ૨. ડેન્યૂબ.... ,, ૧૮૮૨. | ૫. ડ્વાઇના ,, ૯૨૭. |
| ૩. નીપર.... ,, ૧૧૯૬. | ૬. -હાઇન. ,, ૭૬૦. |



# પ્રકરણ ૪થું—યૂરોપ.

## મુખ્ય શેહેરો.

## (Principal Towns).

### ૧. ગ્રેટ બ્રિટન અને આયરલન્ડ.

### (ઇંગલન્ડ).

૧. **લન્દન** (London)—ટેમ્સ નદીપર—બ્રિટિશ રાજ્યનું રાજધાનીનું શેહેર અને ઇંગલન્ડનું મુખ્ય બંદર. એ શેહેર દુનિયામાં સર્વથી મોટું, વસ્તીવાલું, અને દોલતમંદ છે.

૨. **લિવરપુલ** (Liverpool)--મરસી નદીપર
૩ **બ્રિસ્ટલ** (Bristol)—એવન નદીપર....
૪. **હલ** (Hull)....હમ્બર નદીપર ............
૫. **ન્યુકેસ્ટલ**(New-castle)-તાઈન નદીપર
} ઈંગલન્ડ-નાં મુખ્ય બંદરો.

૬. **કેન્ટરબરી** (Canterbury)
૭. **યોર્ક** (York) ................
} ઈંગલન્ડના બે વડા ધર્મગુરૂનાં મથક.

૮. **ઓાકસફર્ડ** (Oxford)
૯. **કેમ્બ્રિજ**(Cambridge)
} ઈંગલન્ડની પ્રખ્યાત પાઠશાળાનાં મથક.

૧૦. **મેન્ચેસ્ટર** (Manchester)—સુતર અને કાપડનાં મોટાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

૧૧. **બાર્મિંગ્હામ**(Birmingham) ............
૧૨. **શેફ્રીલ્ડ** (Sheffield)
} છરી, કાંટા, વગેરે લોખંડનો બીજો સામાન બનાવવાનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

૧૩. **લીડસ** (Leeds)—ઉનનાં કાપડનાં કારખાનાં માટે પ્રખ્યાતછે.

૧૪. **પોર્ટ્સમથ**(Portsmouth)....
૧૫. **પ્લિમથ** (Plymouth) ....
} નૌકાસૈન્યનાં મુખ્ય મથક.

૧૬. **સાઉથેમ્પટન** (Southampton) ......................
૧૭. **ડોવર** (Dover) ............
} આગબોટમાં બેસીને દેશાવર આવજાવ કરવાનાં બંદર.

---

## (સ્કોટલન્ડ).

૧. **એદિનબરો** (Edinburgh)—ફોર્થના અખાતપર—સ્કોટલન્ડનું મુખ્ય શેહેર—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

૨. **ગ્લેસ્ગો** (Glasgow)—ક્લાઈડ નદીપર—સ્કોટલન્ડનું વેપાર અને કારખાનાનું મુખ્ય મથક—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

૩. **એબરડીન** (Aberdeen)—કારખાનાં અને પાઠશાળા માટે પ્રખ્યાત છે.

---

## (આયરલન્ડ.)

૧. **ડબ્લિન** (Dublin)—લિફી નદીપર—આયરલન્ડનું મુખ્ય શેહેર—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

૨. **બેલફાસ્ટ** (Belfast).

૩. **કોર્ક** (Cork).

૪. **લિમરિક** (Limerick)—શેનન નદીપર.

---

## ૨. ફ્રાન્સ.

૧. **પેરિસ** (Paris)—સીન નદીપર—ફ્રાન્સની રાજધાની. એ શેહેર દુનિયામાં સર્વથી સુંદર છે.

૨. **લાયન્સ** (Lyons)—-ર્‌હોન અને સોન નદીના સંગમપર—રેશમનાં મોટાં કારખાનાંમાટે પ્રખ્યાતછે.

૩. **મારસેલ્સ** (Marseilles) }
૪. **તુલોન** (Toulon) ........ } ફ્રાન્સનાં મુખ્ય બંદરો.

૫. **બ્રેસ્ટ** (Brest)................ }
૬. **શેરબર્ગ** (Cherbourg) } નૌકા સૈન્યનાં મુખ્ય મંથક.

૭. **નેન્ટ્સ** (Nantes)—લુઓર નદીપર.

૮. **બોરડો** (Bordeaux)—ગેરોન નદીપર—દ્રાક્ષનો દારૂ અહીં ઘણો બને છે.

૯. **તુલુસ** (Toulouse)—ગેરોન નદીપર.
૧૦. **રૂઅન** (Rouen)—સીન નદીપર.
૧૧. **કેલે** (Calais)—ઇંગલન્ડની ઘણું નજદીક આવેલું ફ્રાન્સનું બંદર.
૧૨. **એજેશિયો** (Ajaccio)—કોર્સિકા ટાપુનું મુખ્ય શેહેર.

---

## ૩. સ્પેન.

૧. **મેદ્રિદ** (Madrid)—મેનગ્રેનરાસ નદીપર—સ્પેનની રાજધાની.
૨. **બારસીલોના** (Barcelona) } સ્પેનનાં મુખ્ય બંદર.
૩. **કેડિઝ** (Cadiz) ............ }
૪. **ગ્રેનેડા** (Granada).
૫. **સેવિલ** (Seville).
૬. **તોલીડો** (Toledo).
૭. **સેરેગોસા** (Saragossa).
૮. **જિબ્રોલ્ટર** (Gibraltar)—અંગ્રેજોનો ઘણો મજબુત કિલ્લો છે.

---

## ૪. પોર્ટુગલ.

૧. **લિસ્બન** (Lisbon)—ટેગસ નદીપર—પોર્ટુગલની રાજધાની.
૨. **ઓપોર્ટો** (Oporto)—ડૂરો નદીપર—દ્રાક્ષનો દારૂ અહીં ઘણો બને છે.
૩. **કોઇમ્બ્રા** (Coimbra)—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

## ૫. બેલજિઅમ.

૧. બ્રસલ્સ (Brussels)—સેન નદીપર—બેલજિઅમની રાજધાની.

૨. વોતરલૂ (Waterloo)—આ ઠેકાણે ૧૮૧૫માં ડ્યુક ઑફ વેલિંગટને નેપોલ્યન શેહેનશાહને હરાવ્યો.

૩. એન્ટવર્પ (Antwerp)—શેલ્ટ નદીપર—વેપારનું મુખ્ય મથક.

૪. લીજ (Liege).

૫. મેકલિન (Mechlin).

૬. ઘેન્ટ (Ghent).

૭. ઓસ્ટેન્ડ (Ostend).

---

## ૬. હોલન્ડ.

૧. એમસ્ટરડમ (Amsterdam) ઝૂદરઝીપર—હોલન્ડની રાજધાની.

૨. હેગ (The Hague).

૩. રોતરદમ (Rotterdam)—મ્યુસ નદીપર.

૪. લીદન (Leyden).

૫. યુટ્રેક્ટ (Utrecht).

---

## ૭. જર્મનિ.

૧. બર્લિન (Berlin)—સ્પ્રી નદીપર—જર્મનિની રાજધાની, અને પ્રશિઆનું મુખ્ય શેહેર.

૨. ડ્રેસ્દન (Dresden)—એલ્બ નદીપર—સેકસની પ્રાંતનું મુખ્ય શેહેર.

૩. **મ્યુનિચ** (Munich)—**બવેરિઆ** પ્રાંતનું મુખ્ય શોહેર.

૪. **સ્ટટગાર્ટ** (Stuttgart)—**વર્તેમ્બર્ગ** પ્રાંતનું મુખ્ય શોહેર.

૫. **કારલસ્રૂ** (Carlsruhe)—**બેદન** પ્રાંતનું મુખ્ય શોહેર.

૬. **બ્રેમન** (Bremen)—વીસર નદીપર
૭. **હેમ્બર્ગ** (Hamburg) એલ્બ નદીપર
૮. **લ્યુબેક** (Lubeck) ત્રેવ નદીપર
} સ્વતંત્ર શોહેરો—અને જર્મનિનાં મુખ્ય બદરો.

૯. **બ્રેસ્લો** (Breslan)
૧૦. **સ્ટેટિન** (Stettin)
} ઓદર નદીપર.

૧૧. **ડેનત્ઝિગ** (Dantzig)—વિસ્ટુલા નદીપર.

૧૨. **મેગડીબર્ગ** ((Magdeburg)—એલ્બ નદીપર.

૧૩. **ફ્રેંકફર્ટ** (Frankfurt)—મેન નદીપર.

૧૪. **મેત્ઝ** (Metz)—મોસેલ નદીપર.

૧૫. **કોલોન** (Cologne)
૧૬. **સ્ત્રેસ્બર્ગ** (Strassburg)
} ર્‌હાઇન નદીપર.

## ૮. ડેન્માર્ક.

૧. **કોપનહેગન** (Copenhagen)—ઝીલન્ડ ટાપુમાં—ડેન્માર્કની રાજધાની.

૨. **એલ્સિનોર** (Elsinore) ઝીલન્ડ ટાપુમાં.

## ૯. સ્વીદન અને નોર્વે.

૧. **સ્ટોકહોમ** (Stockholm)—માલર સરોવર પાસે—સ્વીદનની રાજધાની.

૨. ક્રિસ્તીએનિયા (Christiania)—નોર્વેનું મુખ્ય શેહેર.

૩. કારલસ્ક્રોના (Karlscrona) }
૪. ગોટેનબર્ગ (Gottenburg) } સ્વીડનમાં.

૫. બર્ગેન (Bergen)—નોર્વેમાં.



## ૧૦. રશિઆ.

૧. સેન્ટ પીટર્સબર્ગ (St. Petersburg)—નીવા નદી પર—રશિઆની રાજધાની.

૨. મોસ્કો (Moscow)—રશિઆની આગળી રાજધાની.

૩. વોરસો (Warsaw)—વિસ્ટુલા નદીપર—પોલન્ડનું મુખ્ય શેહેર.

૪. આર્ચેનજળ (Archangel)—દ્વાઇના નદીપર.................. }
૫. આસ્ત્રાખાન (Astrakhan)—વોલ્ગા નદીપર.................. }
૬. રાઇગા (Riga)—ડ્યુના નદીપર......... }
૭. ઓડેસા (Odessa)-કાળા સમુદ્રના કાંઠાપર } મુખ્ય બંદરો

૮. સીવેસ્તોપોલ (Sevastopol)—ક્રિમીઆમાં.

## ૧૧. ઓસ્ટ્રિઆ અને હંગારી.

૧. વીએના (Vienna)—ડેન્યુબ નદીપર—ઓસ્ટ્રિઆની રાજધાની.

૨. પેસ્થ (Pesth)—હંગરીનું મુખ્ય શેહેર............ } ડેન્યુબ નદીપર.
૩. બુડા (Buda) }

૪. પ્રેગ (Prague)—મોલ્ડો નદીપર—બોહીમ્યા પ્રાંતનું મુખ્ય શેહેર.

૫. બ્રુન (Brunn)—મોરેવ્યા પ્રાંતનું મુખ્ય શેહેર.

૬. ઇન્સબ્રક Innsbruck)—ઇન્ન નદીપર—તિરલનું મુખ્ય શેહેર.

૭. ટ્રિએસ્ટ (Trieste)—એડ્રિએટિક સમુદ્રને કાંઠે મોટું બંદર.

---

## ૧૨. સ્વિત્ઝરલન્ડ.

૧. બરન (Bern)—આર નદીપર—સ્વિત્ઝરલન્ડની રાજધાની.

૨. જીનીવા (Geneva)—-રોન નદીપર.

૩. બેસલ (Basel)—-રાઇન નદીપર.

૪. ઝુરિચ (Zurich)—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

---

## ૧૩. ઇટલિ.

૧. રોમ (Rome)—ટાઇબર નદીપર—ઇટલિની રાજધાની—પ્રાચીન કાળનાં રોમન રાજ્યનું મુખ્ય શેહેર—રોમન કેથલિક ધર્મના વડા ધર્મગુરૂ (Pope) નું મથક—શોભાયમાન છબી અને બાહાવલાંને માટે પ્રસિદ્ધ છે. એ શેહેર ઇ. સ. પૂર્વે ૭૫૩ માં વસ્યું હતું.

૨. **નેપલ્સ** (Naples)—ઇટલિનું સર્વથી મોટું શેહેર.
૩. **ફ્લોરન્સ** (Florence)—આર્નો નદીપર.
૪. **મિલેન** (Milan).
૫. **ટ્યુરિન** (Turin)—પૌ નદીપર

૬. **જીનોઆ** (Genoa)
૭. **વેનિસ** (Venice)
૮. **લેગહોર્ન** (Leghorn)
૯. **બ્રિન્ડિસિ** (Brindisi)
} ઇટલિનાં મુખ્ય બંદર.

૧૦. **પેલર્મો** (Palermo)
૧૧. **મેસિના** (Messina)
} સિસિલિમાં મુખ્ય શેહેર.

૧૨. **કાલ્યારિ** (Cagliari)—સાર્ડિન્યાનું મુખ્ય શેહેર.

---

## ૧૪. તરકી-ઇન-યૂરોપ.

૧. **કોનસ્ટેન્ટિનોપલ** (Constantinople)—બોસ્પરસની સામુદ્રધુનીને કાંઠે—તરકી-ઇન-યૂરોપની રાજધાની-ઇ. સ. ૩૩૦ માં કોનસ્ટેન્ટાઇન શેહેનશાહે એ શેહેર વસાવ્યું હતું.
૨. **એડ્રિઍનોપલ** (Adrianople).
૩. **સેલોનિકિ** (Salonnikí).
૪. **બેલગ્રેડ** (Belgrade)—ડેન્યુબ અને સેવ નદીના સંગમપર—સરવિઆ પ્રાંતનું મુખ્ય શેહેર.
૫. **બુચરેસ્ટ** (Bucharest)—રોમાન્યા પ્રાંતનું મુખ્ય શેહેર.

## ૧૫. ગ્રીસ.

૧. એથન્સ (Athens)—ઇજાઇનાના અખાતને કાંઠે—
ગ્રીસની રાજધાની
૨. કોરિન્થ (Cornith).
૩. નોપ્લિઆ (Nauplia).
૪. કોર્ફુ (Corfu)—આયોનિયન ટાપુમાંના એક કોર્ફુ
ટાપુમાં.



# પ્રકરણ ૫મું—યૂરોપ.

## યૂરોપની નદી અને તે પર આવેલાં શોહેર.

૧. ટ્રાઇના—આર્ચેનજળ.
૨. ડ્યુના—રાઇગા.
૩. વિસ્ટુલા—વોરસો, ડેનઝિગ.
૪. ઓદર—બ્રેસ્લો, સ્ટેટિન.
૫. એલ્બ—ડ્રેસ્ડન, મેગડીબર્ગ, હેમ્બર્ગ.
મોલ્ડો—પ્રેગ.
સ્પ્રી—બર્લિન.
૬. વીસર—બ્રેમન.
૭. ર્‍હાઇન—બેસલ, સ્ટ્રેસ્બર્ગ, કોલોન.
મોસેલ—મેત્ઝ઼.
મેન—ફ્રેંકફુર્ટ.

૮. મ્યુસ—લીજ, રોતરદમ.
૯. શેલ્ટ—ઘેન્ટ, એન્ટવર્પ.
૧૦. ટેમ્સ—લન્દન, ઓક્સફર્ડ.
૧૧. ક્લાઇડ—ગ્લેસ્ગો.
૧૨. મરસી—લિવરપૂલ.
૧૩. શેનન—લિમરિક.
૧૪. સીન—પેરિસ, રૂઅન.
૧૫. લુઓર—નેન્ટ્સ.
૧૬. ગેરોન—તુલુસ, બોરડો.
૧૭. ડૂરો—ઓપોર્ટો.
૧૮. ટેગસ—તોલિડો, લિસ્બન.
મેનઝેનરીસ—મેડ્રિદ.
૧૯. ગોડલકિવવર—સેવિલ.
૨૦. ઇબ્રો—સેરેગોસા.
૨૧. ર્‍હોન—જીનીવા.
ર્‍હોન અને સોનના સંગમપર—લાયન્સ.
૨૨. આર્નો—ફ્લોરન્સ.
૨૩. ટાઇબર—રોમ.
૨૪. પો—ટ્યુરિન.
૨૫. ડેન્યુબ—વીએના, પ્રેસ્બર્ગ, બુડા, પેસ્થ,
ડેન્યુબ અને સેવ નદીના સંગમપર—બેલગ્રેડ
ઇન—ઇન્સબ્રુક.
૨૬. વોલ્ગા—આસ્ટ્રાખાન.

---

# પ્રકરણ ૬ઠું—આફ્રિકા.

## આફ્રિકાની સીમા વગેરે.—
## (Boundaries &c.)

આફ્રિકા ખંડ યૂરોપ કરતાં લગભગ ત્રણ ઘણો મોટો છે, પણ વિદ્યા હુનર, વેપાર, અને રાજદ્વારી બળમાં બધા ખંડથી ઘણો ઉતરતો છે. એ ખંડનો મોટો ભાગ ઉષ્ણકટીબંધમાં આવેલો છે, તેથી એના કેટલાક ભાગોમાં તાપ ઘણોજ પડે છે. એના ઉત્તર અને દક્ષિણ ભાગો સમશીતોષ્ણ કટીબંધમાં આવેલા છે, તેથી ત્યાં કોઇ કોઇ વખતે સખત થંડી પડે છે. આફ્રિકાના ઉત્તર ભાગ સિવાય બાકીના બધા ભાગોમાં વરસાદ કેટલાક મહિના સુધી ઘણો પડે છે.

**સીમા**—આફ્રિકા ખંડની ઉત્તરે **ભૂમધ્ય સમુદ્ર** (Mediterranean Sea) છે; પશ્ચિમે **એટલાન્ટિક મહાસાગર** (Atlantic Ocean) છે; દક્ષિણે **દક્ષિણ મહાસાગર** (Southern (Ocean) છે; અને પૂર્વે **હિંદી મહાસાગર** (Indian Ocean), **રાતો સમુદ્ર** (Red Sea), અને **સ્વેઝની સંયોગીભૂમી** (Isthmus of Suez) છે.

આફ્રિકા ખંડ પૂર્વે સ્વેઝની સંયોગીભૂમિથી એશિઆ સાથે જોડાયલો છે. ભૂમધ્ય સમુદ્ર એને યૂરોપથી છુટો પાડે છે; અને એટલાન્ટિક મહાસાગર એને અમેરિકાથી છૂટો પાડે છે. આાફ્રકા ખંડની વધતામાં વધતી લંબાઇ ૫૦૦૦

મેલ છે, અને પોહોળાઇ ૪૬૦૦ મેલ છે. એનું ક્ષેત્રફળ આસરે ૧,૧૦,૦૦,૦૦૦ ચોરસ મેલ છે.

---

## દેશો.—(Countries).

(અ) ઉત્તર આફ્રિકા (Northern Africa).

૧. ઇજિપ્ત અથવા મિસર (Egypt)—એ વિભાગમાં ન્યુબિઆ (Nubia) તથા કોર્ડોફન (Kordofan) પ્રાંતો સમાયલા છે.

૨. એબિસિનિઆ (Abyssinia).

૩. બાર્બરિ સંસ્થાન (Barbary States).

(૧) ત્રિપોલિ (Tripoli)-એમાં બાર્કા (Barca) અને ફેઝન (Fezzan) પ્રાંતો સમાયલા છે.

(૨) ટ્યુનિસ (Tunis).

(૩) એલજીરિઆ (Algeria).

(૪) મોરોકકો (Morocco).

૪. સહારા અથવા મોટું રણ (Sahara or the Great Desert).

(આ) પશ્ચિમ આફ્રિકા (Western Africa).

૧. સેનીગેમ્બિઆ (Senegambia)—એના પશ્ચિમ કિનારાપર ફ્રેન્ચ અને બ્રિટિશ સંસ્થાનો છે.

૨. અપર ગિની (Upper Guinea).

(૧) સિએરા લીઓન (Sierra Leone)—બ્રિટિશ સંસ્થાન.

(૨) લાઇબીરિઆ (Liberia)
(૩) આશાન્તી (Ashantee)
(૪) દેહોમી (Dahomey)
} દેશી રાજ્યો.

(૫) ગોલ્ડ કોસ્ટ (Gold Coast) ............ } એ પ્રેસ્તાઓ ઉપર બ્રિટિશ સંસ્થાનોછે.
(૬) સ્લેવ કોસ્ટ(Slave Coast) ............ }

૩. લોઅર ગિની (Lower Guinea).

(૧) કોંગો (Congo).

(૨) એંગોલા (Angola).

(૩) બેંગ્વેલા (Benguela).

(૪) મધ્ય આફ્રિકા (Central Africa).

૧. સુદાન અથવા નિગ્રિશિઆ(Soudan or Nigritia)

૨. મોટા સરોવરોનો પ્રદેશ (Equatorial Regions or Regions of the Great Lakes).

૩. દક્ષિણ-મધ્ય આફ્રિકા(South Central Africa).

(૪) દક્ષિણ આફ્રિકા (Southern Africa).

૧. કેપ સંસ્થાન (Cape Colony).

૨. કાફ્રેરિઆ (Kaffraria).

૩. નેતલ (Natal).

૪. ઝૂલુ લેન્ડ (Zulu Land).

૫. ઓરેન્જ રિવર ફ્રી સ્ટેટ (Orange River Free State).

૬. ટ્રેન્સવાલ રીપબ્લિક (Transvaal Republic).

(૬) પૂર્વ આફ્રિકા (Eastern Africa).

૧. સોફાલા (Sofala).

૨. મોઝામ્બિક (Mozambique).

૩. **ઝાન્ઝિબાર** (Zanzibar).
૪. **ગેલા દેશ** (Gallas Country).
૫. **સોમાલી દેશ** (Somauli Country).

ઇજિપ્ત અને બાર્બરિ સંસ્થાનના લોકો ઘણા ખરા આરબ જાતના છે, અને મુસલમાની ધર્મ પાળેછે. એબિસિનિઆના લોકો અશુદ્ધ રૂપમાં ખ્રિસ્તી ધર્મ પાળેછે. પશ્ચિમ અને મધ્ય આફ્રિકામાં હબસીઓની જુદી જુદી જાતો વસે છે, જેમાંની થોડીજ મુસલમાની ધર્મ પાળે છે; બાકીની સઘળી જાતના લોકો મૂર્ત્તિપૂજક છે. દક્ષિણ આફ્રિકામાં વલંદા અને કાફર જાતના લોકો વસે છે. પૂર્વ આફ્રિકામાં આરબ અને કાફર જાતના લોકો વસેછે.

ઇજિપ્તમાં એક મુસલમાન રાજા રાજ ચલાવેછે, જેને **ખીડીવ** (Khedive) કેહેછે, અને જે તરકીના સુલતાનનો માત્ર નામનો તાબેદાર છે. એબિસિનિઆના જુદા જુદા ભાગોમાં જુદા જુદા દેશી રાજા રાજ કરે છે. ત્રિપોલિ અને ટ્યુનિસમાં તરકીના સુલતાન તરફથી હાકેમો અમલ ચલાવે છે, જેઓને **બે** (Bey) કેહે છે. એલજીરિઆ ફ્રાન્સને તાબે છે; મોરોક્કોમાં એક મુસલમાન બાદશાહ રાજ કરેછે જેને **સુલતાન** કેહેછે. સેનીગેમ્બિઆ, અપર ગિની, અને લોઅર ગિનીના જુદા જુદા ભાગોમાં હબસી રાજા રાજ ચલાવેછે. સેનીગેમ્બિઆમાં ફ્રેન્ચ, અંગ્રેજ અને ફીરંગી લોકોના સંસ્થાનો છે; અપર ગિનીમાં બ્રિટિશ સંસ્થાનો છે; અને લોઅર ગિનીમાં પોર્તુગીસ સંસ્થાનો છે. સુદાનમાં મુસલમાન અને હબસી રાજાઓ રાજ કરેછે. દક્ષિણ આ-

ફ્રિકામાં કેપ સંસ્થાન અને નેતલ ગ્રેટ બ્રિટનને તાબે છે; કાફ્રેરિઆ અને ઝૂલુ લેન્ડમાં કાફર રાજાઓ રાજ ચલાવેછે; અને ઓરેન્જ રિવર ફ્રી સ્ટેટ અને ટ્રેન્સવાલ રીપબ્લિક વલંદા લોકનાં પ્રજાસત્તાક રાજ્ય છે. પૂર્વ આફ્રિકામાં સોફાલા અને મોઝામ્બિક પોર્ટુગલને તાબે છે. ઝાન્ઝિબારમાં એક આરબ રાજા રાજ કરેછે જેને સુલતાન કેહેછે. ગેલા અને સોમાલી લોકના દેશોમાં તેમજ મોટા સરોવરના પ્રદેશમાં અને દક્ષિણ મધ્ય આફ્રિકામાં જંગલી જાતો વસેછે.



# પ્રકરણ ૭મું—આફ્રિકા.

## દ્વીપ અથવા બેટ. (Islands).

### (અ) એટલાન્ટિક મહાસાગર માહેલા બેટ.

૧. એઝોર્સ ટાપુ (Azores).
૨. મદીરા ટાપુ (Madeira Islands).
૩. કેનેરી ટાપુ (Canary Islands).
૪. કેપવર્ડ ટાપુ (Cape Verd Islands).
૫. ફર્નેન્ડોપો (Fernando Po).
૬. સેન્ટ તોમસ (St. Thomas).
૭. પ્રિન્સીસ ટાપુ (Princes Island).
૮. એનોબોન (Annobon).
૯. એસેનશન (Ascension).
૧૦. સેન્ટ હેલીના (St. Helena).

(આ) હિંદી મહાસાગર માહેલા બેટ.

૧. મેડેગેસ્કર (Madagascar).

૨. મોરિશિઅસ (Mauritius).

૩. બૂર્બોન (Bourbon).

૪. કોમોરો ટાપુ (Comoro Isles).

૫. સેશેલ ટાપુ (Seychelles).

૬. ઝાન્ઝિબાર (Zanzibar).

૭. સોકોત્રા (Socotra).

એઝોર્સ, મદીરા, કેપવર્ડ, સેન્ટ તોમસ અને પ્રિન્સીસ ટાપુઓ પોર્ટુગલને તાબે છે.

કેનેરી, ફર્નેન્ડો પો, અને એનોબોન ટાપુઓ સ્પેનને તાબે છે.

એસેનશન, સેન્ટ હેલીના, મોરિશિઅસ, અને સેશેલ ટાપુઓ ગ્રેટ બ્રિટનને તાબે છે.

મેડેગેસ્કર, કોમોરો, ઝાન્ઝિબાર, અને સોકોત્રા ટાપુઓ ત્યાંના દેશી રાજાને તાબેછે.

---

## સંયોગીભૂમિ. Isthmuses).

૧. સ્વેઝ (Suez)—આફ્રિકાને એશિઆ સાથે જોડેછે, અને ભૂમધ્ય અને રાતા સમુદ્રને જૂદા પાડેછે.

---

## ભૂશિર. (Capes).

૧. બોન (Bon)—ટ્યુનિસની ઉત્તરે.

૨. સ્પાર્તલ (Spartel)—મોરોક્કોની ઉત્તરે.

૩. બ્લેન્કો (Blanco)—સહારાની પશ્ચિમે.
૪. વર્ડ (Verd)—સેનીગેમ્બિઆની પશ્ચિમે.
૫. લોપેઝ (Lopez)—લોઅર ગિનીનાં વાયવ્ય ખૂણામાં.
૬. નીગ્રો (Negro)—લોઅર ગિનીનાં નૈરૂત્ય ખૂણામાં.
૭. ગુડહોપ (Cape of Good Hope) } કેપ કોલોનીનાં નૈરૂત્ય ખુણામાં.
૮. એગુલ્હાસ (Agulhas) } કેપ કોલોનીનાં નૈરૂત્ય ખુણામાં.
૯. ગ્વાર્દાફુઈ (Guardafui)—સોમાલી દેશનાં ઇશાન ખૂણામાં.

---

## પર્વત. (Mountains).

૧. એટ્લસ (Atlas)—એલજીરિઆ અને મોરોક્કોમાં.
૨. કોંગ પર્વત (Kong Mountains—)સૂદાન અને અપર ગિનીની વચ્ચે.
૩. માઉન્ટ એટલાન્ટિકા (Mount Atlantika)—સૂદાનમાં.
૪. કેમરૂન પર્વત (Camaroon Mountains)—અપર ગિનીના અગ્નિ ખૂણામાં.
૫. ન્યુવેલ્ડ પર્વત (Nieuveld Mountains) } કેપ કોલોનીમાં.
૬. તેબલ પર્વત (Table Mountains) } કેપ કોલોનીમાં.
૭. ડ્રેકનબર્ગ પર્વત (Drakenburg Mountains)-કેપ કોલોની, ઓરેન્જ રિવર, ફ્રી સ્ટેટ અને ત્રેન્સવાલ રીપબ્લિકની પૂર્વે.

૮. લ્યુપાતા પર્વત (Lupata Mountains)—સોફાલા અને મોઝામ્બિકની પશ્ચિમે.

| | |
|---|---|
| ૯. માઉન્ટ કીનિઆ (Mount Kenia) ...................... | મોટા સરોવરોના પ્રદેશમાં વિષુવવૃત્તની દક્ષિણે. |
| ૧૦. માઉન્ટ કિલિમનજારો (Mount Kilimandjaro) ......... | |

# પ્રકરણ ૮મું—આફ્રિકા.

## સમુદ્ર તથા અખાત.

## (Seas, Gulfs & Bays).

૧. ભૂમધ્ય સમુદ્ર (Mediterranean Sea)—આફ્રિકાની ઉત્તરે.

૨. સિદ્રાનો અખાત (Gulf of Sidra)—ત્રિપોલિની ઉત્તરે.

૩. કેબીસનો અખાત (Gulf of Cabes)—ટ્યુનિસનાં અગ્નિ ખૂણામાં.

| | |
|---|---|
| ૪. ગિનીનો અખાત (Gulf of Guinea) ..................... | અપર ગિનીની દક્ષિણે. |
| ૫. બેનિનનો ઉપસાગર (Bight of Benin).................... | |
| ૬. બિઍફ્રાનો ઉપસાગર (Bight of Biafra)...................... | |

૭. તેબલ અખાત (Table Bay) } કેપ કોલોનીનાં નૈ-
૮. ફૉલ્સ અખાત (False Bay) } રૂત્ય ખૂણામાં.

૯. એલગોઆ અખાત (Algoa Bay)—કેપ કોલો-
નીની દક્ષિણે.

૧૦. દીલેગોઆ અખાત (Delagoa Bay)—ઝુલુ લે-
ન્ડનાં ઇશાન ખૂણામાં.

૧૧. મોઝામ્બિકની ખાડી (Mozambique Chan-
nel)—મેડેગેસ્કર અને મોઝામ્બિકની વચ્ચે.

૧૨. એદનનો અખાત (Gulf of Aden) } આફ્રિકા અને અ-
૧૩. રાતો સમુદ્ર (Red Sea) } રેબિઆની વચ્ચે

૧૪. સ્વેઝનો અખાત (Gulf of Suez)—ઈજિપ્તનાં
ઈશાન ખૂણામાં.

---

## સામુદ્રધુની. (Straits).

૧. જિબ્રોલ્ટર (Gibraltar)—ભૂમધ્ય સમુદ્રને એ-
ટલાન્ટિક મહાસાગર સાથે જોડેછે, અને સ્પેન અને
મોરોક્કોને છૂટા પાડેછે.

૨. બેબલમેન્ડેબ (Babelmandeb)— લાલ સમુદ્ર
અને એદનના અખાતને જોડેછે, અને અરેબિઆ
અને આફ્રિકાને છૂટા પાડેછે.

## સરોવર. (Lakes).

| | |
|---|---|
| ૧. ચેદ (Tchad)....સૂદાનમાં. | |
| ૨. દેમ્બીઆ (Dembea)—એબિસિનિઆમાં. | |
| ૩. વિકટોરિઆ નિએન્ઝા (Victoria Nyanza) ..................... | મધ્ય આફ્રિકામાં. |
| ૪. એલ્બર્ટ નિએન્ઝા (Albert Nyanza) .............................. | |
| ૫. તેંગેનિકા (Tanganyka) .......... | |
| ૬. બેંગ્વીઓલો (Bangweolo)........ | |
| ૭. લિન્કન (Lincoln) .................... | |
| ૮. નિએસા (Nyassa)........ | મોઝામ્બિકની પશ્ચિમે. |
| ૯. શર્વા (Shirwa) ............ | |

---

## નદી. (Rivers.)

૧. **નાઇલ** (Nile)—વિકટોરિઆ નિએન્ઝા સરોવરમાંથી નિકળીને મોટા સરોવરોનો પ્રદેશ, ન્યુબિઆ, એબિસિનિઆ, અને ઇજિપ્તમાં વેહેછે, અને ભૂમધ્ય સમુદ્રને મળે છે.

**નદ્યંતરગામિ**—૧. **બ્લુ નાઇલ** (Blue Nile) ............ } એબિસિનિઆના પર્વતમાંથી નિકળે છે.
૨. **અત્બારા** (Atbara)

નાઇલ નદી પૃથ્વીની સર્વેથી લાંબી નદી ગણાય છે. એ નદીમાં દર વર્ષે એપ્રિલ મહિનામાં ઘણું કરીને એકજ દિવસે પાણી ચઢવા માડેછે, અને અકટોબર માસમાં પાણી

ઓસરી જાય છે. પાણી દર વર્ષે એકસરખી ઉંચાઇએ ચઢે છે; અને એબિસિનિઆના ઉંચ્ચસમભૂ દેશમાંથી માટી અને આડપાલો રેલમાં ઘસડાઇ આવવાથી મિસર દેશને આઇતું ખાતર મળે છે, અને એ દેશ ઘણો ફળવંત બનેછે. મિસર દેશમાં વરસાદ મુદલ પડતો નથી; તેથી નાઇલ નદીની વાર્ષિક રેલ ખેતીવાડીને સારૂં ઘણીજ ઉપયોગની થઇ પડેછે.

૨. **સેનીગોલ** (Senegal) .... } સેનીગેમ્બિઆમાં વેહે છે, અને એટલાન્ટિક મહાસાગરને મળેછે.
૩. **ગેમ્બિઆ** (Gambia) ....
૪. **રાયોગ્રેન્ડ** (Rio Grande)

૫. **નાઇજર, કવોરા, અથવા જોલિબા**(Niger, Quorra, or Joliba)—કોંગ પર્વતમાંથી નિકળીને સૂદાન અને અપર ગિનીમાં વેહેછે, અને બેનિનના ઉપસાગરને મળેછે.

૬. **કોંગો અથવા ઝેર** (Congo or Zaire) ................ } મધ્ય આફ્રિકા અને લોઅર ગિનીમાં વેહે છે,અને એટલાન્ટિક મહાસાગરને મળેછે.
૭. **કોઆન્ઝા** (Coanza) ........

૮. **ઓરેન્જ અથવા ગેરીપ** (Orange or Gariep) —કેપ કોલોનિની ઉત્તરે વેહે છે, અને એટલાન્ટિક મહાસાગરને મળેછે.

**નદ્યંતરગામિ—વાલ** (Vaal).

૯. **લિમ્પોપો** (Limpopo)—ટ્રેન્સવાલ રીપબ્લિક અને સોફાલામાં વેહેછે, અને હિંદી મહાસાગરને મળેછે.

૧૦. **ઝેમ્બેઝિ** (Zambezi)—મધ્ય આફ્રિકા અને મોઝામ્બિકમાં વેહેછે, અને હિંદી મહાસાગરને મળેછે.

નદ્યંતરગામિ—૧. શિરે (Shire).
૨. ચોબ (Chobe).

૧૧. શેરિ (Shari)—સુદાનમાં વેહેછે અને ચેદ સરોવરને મળેછે.

---

## આફ્રિકાની મોટી નદી અને તેમની લંબાઈ.

૧. નાઇલ—૪૧૦૦ મૈલ. ૩. ઝેમ્બેઝિ—૧૩૯૪ મૈલ.
૨. નાઇજર—૨૯૯૦ મૈલ. ૪. સેનીગોલ—૧૩૯૪ મૈલ.



# પ્રકરણ ૯મું—આફ્રિકા ખંડ.

## મુખ્ય શેહેરો.—(Principal Towns).

### (અ) ઉત્તર આફ્રિકા.

### ૧. ઇજિપ્ત અથવા મિસર.

૧. **કેરો** (Cairo)—નાઇલ નદીપર—ઇજિપ્તની રાજધાની. એ શેહેરની દક્ષિણે **ધિઝે** નામનાં શેહેર આગળ **પિરેમિડ** (Pyramids) નામના અસલના વખતના મોટા મિનારા છે.

૨. **એલેકસાન્દ્રિઆ** (Alexandria)—ભૂમધ્ય સમુદ્રને કાંઠે મિસરનું મોટું બંદર.

૩. **રોસેતા** (Rosetta)....
૪. **દેમિએતા** (Damietta)
} નાઇલ નદીનાં બે મુખ આગળ આવેલાં છે.

૫. પોર્ટ સઇદ (Port Said) } સ્વેઝની નેહેરના બે છે-
૬. સ્વેઝ (Suez) ............ } ડાપર આવેલાં છે.

(ન્યુબિઆ).

૭. ખરતુમ (Khartoum)—નાઇલ અને બ્લૂ નાઇલના સંગમપર—ન્યુબિઆનું મુખ્ય શેહેર.

૮. બર્બર (Berber)—નાઇલ અને અતબારાના સંગમપર.

૯. સેનર (Sennar)—બ્લૂ નાઇલપર.

૧૦. સ્વાકિમ (Suakim)—રાતા સમુદ્રને કાંઠે.

(કોર્ડોફન).

૧૧. એલ ઓબેદ (El Obeid)—કોર્ડોફનનું મુખ્ય શેહેર.

## ૨. એબિસિનિઆ.

૧. ગોન્દર (Gondar)—દેમ્બિઆ સરોવર પાસે—એબિસિનિઆનું મુખ્ય શેહેર.

૨. મસાવા (Mossawah)—રાતા સમુદ્રને કાંઠે બંદર.

૩. મગદલા (Magdala)—એક મજબુત ગઢ છે, જે ૧૮૬૮ માં અંગ્રેજોએ જીત્યો હતો.

## ૩. બાર્બરી સંસ્થાન.

૧. ત્રિપોલિ (Tripoli)—ભૂમધ્ય સમુદ્રને કાંઠે—ત્રિપોલિની રાજધાની.

૨. મૂરઝૂક (Mourzouk)—ફેઝન પ્રાંતનું મુખ્ય શેહેર.

૩. **ટ્યુનિસ** (Tunis)—ભૂમધ્ય સમુદ્રને કાંઠે—ટ્યુનિસની રાજધાની—એ શેહેરની પાસે પ્રાચીનકાળનું પ્રખ્યાત **કાર્થેજ** (Carthage)શેહેર હતું.

૪. **એલજિઅર્સ** (Algiers)—ભૂમધ્ય સમુદ્રને કાંઠે—એલજીરિઆની રાજધાની.

૬. **કોનસ્ટેન્ટાઇન** (Constantine)—એલજીરિઆમાં.

૫. **મોરોકકો** (Morocco)—મોરોકકોની રાજધાની.

૭. **ફેઝ** (Fez) ................ }
૮. **સ્યુતા** (Ceuta) ........... } મોરોક્કોનાં મુખ્ય શેહેરો.
૯. **તેન્જીર** (Tangier)........ }
૧૦. **ટેટુઅન** (Tetuan) ........ }

---

## (આ) પશ્ચિમ આફ્રિકા.

## ૧. સેનીગેમ્બિઆ.

૧. **સેન્ટ લૂઇ** (St. Louis)—સેનીગેલ નદીનાં મુખ આગળ—સેનીગેમ્બિઆ માહેલાં ફ્રેન્ચ સંસ્થાનની રાજધાની.

૨. **બેથર્સ્ટ** (Bathurst)—ગેમ્બિઆ નદીનાં મુખ આગળ—સેનીગેમ્બિઆ માહેલાં બ્રિટિશ સંસ્થાનની રાજધાની.

---

## ૨. અપર ગિની.

૧. **ફ્રી ટાઉન** (Free Town)—બ્રિટિશ સંસ્થાન **સિએરાલીઓનની** રાજધાની.

૨. **મોન્રોવિઆ** (Monrovia)—**લાઇબીરિઆ સં-**
સ્થાનની રાજધાની.

૩. **કૂમાસી** (Coomassie)—**આશાન્તી** પ્રાંતની રા-
જધાની.

૪. **એબોમી** (Abomey)—**દેહોમી** પ્રાંતની રાજધાની.

૫. **કેપ કોસ્ટ કેસ્ટલ** (Cape Coast Castle)—**ગો-**
**લ્ડ કોસ્તા** ઉપરનાં બ્રિટિશ સંસ્થાનની રાજધાની.

૬. **લેગોસ** (Lagos)—**સ્લેવ કોસ્તા**ઉપરનાં બ્રિટિશ
સંસ્થાનની રાજધાની.

## ૩. લોઅર ગિની.

૧. **લોએંગો** (Loango) ............ } **કોંગો** પ્રાંતનાં
૨. **સેન સેલ્વેદોર** (San Salvador) } મુખ્ય શેહેર.

૩. **સેન્ટ પોલ-દી-લોએન્ડા** (St. Paul de Loan-
da)—**એંગોલા** પ્રાંતનું મુખ્ય શેહેર.

૪. **બેંગ્વેલા** (Benguela)—**બેંગ્વેલા** પ્રાંતનું મુખ્ય
શેહેર.

### (ઘ) મધ્ય આફ્રિકા.

### ૧. સુદાન અથવા નિગ્રિશિઆ.

૧. **સેગો** (Sego)................ }
૨. **તિમ્બકતુ** (Timbuctoo) } નાઇજર નદીને કાંઠે.
૩. **બૂસા** (Boussa) ............ }

૪. **સોકતુ** (Sockatu).

૫. **કૂકા** (Kouka)—**ચેદ** સરોવર પાસે.

## ૨. દક્ષિણ—મધ્ય આફ્રિકા.

૧. લિન્યેન્તિ (Linyanti).
૨. કોલોબેંગ (Kolobeng).
૩. કૂરૂમાન (Kuruman).

---

### (ઇ) દક્ષિણ આફ્રિકા

૧. કેપ તાઉન (Cape Town)—કેપ કોલોનિની રાજધાની.
૨. જયોર્જ તાઉન (George Town). } કેપ કોલોનિનાં મુખ્ય શહેર.
૩. ગ્રેહેમ્સ તાઉન (Graham's Town) }
૪. પોર્ત ઇલિઝાબેથ (Port Elizabeth) }
૫. બતરવર્થ (Butterworth)—કાફ્રેરિઆની રાજધાની.
૬. પીતરમેરિત્ઝબર્ગ (Pietermaritzberg)—નેતલની રાજધાની.
૭. દર્બાન (Durban)—નેતલનું બંદર.
૮. બ્લોમફોન્તીન (Bloemfontein)—ઓરેન્જ રિવર ફ્રીસ્ટેટની રાજધાની.
૯. પ્રીતોરિઆ (Pretoria)—ત્રેન્સવાલ રીપબ્લિકની રાજધાની.

---

### (એ) પૂર્વ આફ્રિકા.

૧. સોફાલા (Sofala)—સોફાલાની રાજધાની.
૨. મોઝામ્બિક (Mozambique)—મોઝામ્બિકની રાજધાની.
૩. ઝાન્ઝિબાર અથવા જંગબાર—(Zanzibar)—ઝાન્ઝિબારની રાજધાની.

૪. મોમ્બાસ (Mombas)—ઝાન્ઝિબારમાં.
૫. બર્બેરા (Berbera)........ } સોમાલી દેશનાં બંદર.
૬. ઝેલા (Zeylah) ............ }

---

આફ્રિકાના ટાપુનાં મુખ્ય શેહેર.

૧. જેમ્સ તાઉન (James Town)—સેન્ટ હેલિના ટાપુનું મુખ્ય શેહેર.
૨. તાનાનારીવો (Tananarivo)—મેદેગેસ્કરનું મુખ્ય શેહેર.
૩. તામાતવે (Tamatave)—મેદેગેસ્કરનું મુખ્ય બંદર.
૪. પોર્ત લૂઇ (Port Louis)—મોરિશિઅસનું મુખ્ય શેહેર.
૫. સેન્ટ દેનિસ (St. Denis)—બુર્બોનનું મુખ્ય શેહેર.

# પ્રકરણ ૧૦મું—આફ્રિકા.

આફ્રિકાની નદી અને તેપર આવેલાં શેહેર.

૧. નાઇલ—કેરો, રોસેતા, દેમિએતા, દોંગોલા, ગોન્ડોકોરો.

બ્લુ નાઇલ—સેનર.

નાઇલ અને બ્લૂ નાઇલના સંગમપર—ખરતુમ.

નાઇલ અને અતબારાના સંગમપર—બર્બર.

૨. સેનીગોલ—સેન્ટ લૂઇ.
૩. ગેમ્બિઆ—બેથર્સ્ટ.

૪. નાઇજર—સેગો, તિમ્બકતુ, બૂસા.
૫. લિમ્પોપો—મીતોરિઆ, કોલોબેંગ.
૬. ઝેમ્બેઝિ,—લિન્યેન્તિ.



# પ્રકરણ ૧૧મું—અમેરિકા.

અમેરિકા ખંડ પૃથ્વીના પશ્ચિમ ગોળાર્ધમાં આવેલો છે. એને નવી દુનિયા કહેછે, કારણ કે ૧૪૯૨ માં કોલમ્બસે એ ખંડ શોધી કાઢયો તે અગાઉ એ જૂની દુનિયાના લોકને જણાયલો હતો નહી. એ ખંડ ઉત્તર ધ્રુવથી તે લગભગ દક્ષિણ ધ્રુવવૃત્ત સુધી લંબાયલો છે, તેટલા માટે એમાં હ-વાના સઘળી જાતના ફેરફારો માલમ પડેછે. એનો ઉત્તર ભાગ શીત કટીબંધમાં આવેલો છે, તેથી ત્યાં થંડી ઘણી સખત પડેછે, અને કેટલાએક ભાગો સદા બરફથી ઢંકાયલા રહેછે. એ ખંડનો મધ્ય ભાગ ઉષ્ણ કટીબંધમાં આવેલો હોવાથી ત્યાંના દેશોની હવા ઘણી ગરમ છે; બાકીના અમે-રિકાના ભાગો સમશીતોષ્ણ કટીબંધમાં છે, તેથી ત્યાં અ-તિશય થંડી નથી તેમ અતિશય ગરમી પણ પડતી નથી.

અમેરિકા ખંડને બ્હેરિંગની સામુદ્રધુની એશિઆથી છૂટો પાડેછે; અને એટલાન્ટિક મહાસાગર એ ખંડને યૂરોપ અને આફ્રિકાથી છૂટો પાડેછે. અમેરિકા ખંડ વિસ્તારમાં એશિઆ કરતાં નાનો છે. એની વત્તામાં વત્તી લંબાઇ ૯૫૦૦ મૈલ છે, અને પોહોળાઇ ૩૮૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ (Area) આસરે ૧,૬૦,૦૦,૦૦૦ ચોરસ મૈલ છે.

અમેરિકા ખંડના બે મોટા ભાગો છે. ૧. ઉત્તર અમેરિકા (Noth America); ૨. દક્ષિણ અમેરિકા (South America). એ બે ભાગો એક સાંકડા જમીનના કકડાથી જોડાયલા છે, જેને પનામાની સંયોગીભૂમિ કેહેછે.



# પ્રકરણ ૧૨મું—ઉત્તર અમેરિકા.

## સીમા—(Boundaries.)

ઉત્તર અમેરિકા ખંડની ઉત્તરે આર્ટિક મહાસાગર (Arctic Ocean) છે; પશ્ચિમે બ્હેરિંગની સામુદ્રધુની (Behring straits), અને પેસિફિક મહાસાગર (Pacific Ocean) છે; દક્ષિણે પેસિફિક મહાસાગર (Pacific Ocean) અને પનામાની સંયોગીભૂમિ (Isthmus of Panama) છે; પૂર્વે કેરિબીઅન સમુદ્ર (Caribbean Sea), મેક્સિકોનો અખાત (Gulf of Mexico), અને એટલાન્ટિક મહાસાગર (Atlantic Ocean) છે.

---

## દેશો.—(Countries).

૧. બ્રિટિશ અમેરિકા અથવા ડુમિનિઅન ઓફ કેનેદા (British America or Dominion of Canada).

૧. ઓન્તેરિઓ અથવા અપર કેનેદા (Ontario or Upper Canada).

૨. ક્વીબેક અથવા લોઅર કેનેદા (Quebec or Lower Canada).

૩. ન્યુ બ્રન્સવિક (New Brunswick).

૪. નોવા સ્કોશિઆ (Nova Scotia).

કેપ બ્રિટન બેટ (Cape Breton).

૫. પ્રિન્સ એડ્વર્ડ બેટ ( Prince Edward Island).

૬. મેનિતોબા (Manitoba).

૭. બ્રિટિશ કોલમ્બિઆ (British Columbia).

વેન્કૂવર બેટ (Vancouver Island).

૮. હુદસન બે તેરિતરી ( Hudson Bay Territory).

રૂપર્ત્સ લેન્ડ (Rupert's Land).

લેબ્રેદોર (Labrador).

૨. યુનાઇટેડ સ્ટેટ્સ (United States).

એલાસ્કા (Alaska).

૩. મેક્સિકો (Mexico).

૪. સેન્ટ્રલ અમેરિકા (Central America).

૧. ગોતીમાલા (Guatemala).

૨. બેલાઇઝ (Belize or British Honduras).

૩. હોન્ડુરાસ (Honduras).

૪. સેન સેલ્વેદોર (San Salvador).

૫. નિકારાગ્વા (Nicaragua).

૬. કોસ્તા રીકા (Costa Rica).

કોલમ્બસે અમેરિકા ખંડની શોધ કરી તે વખતે એ ખંડમાં **ઇનડયન** નામની ઘણી જંગલી જાતો વસતી હતી. ત્યાર પછી ધીમે ધીમે યૂરોપનાં કેટલાંક દેશના લોકોએ ત્યાં જઇને જૂદા જૂદા પ્રાંતો વસાવ્યા. ઉત્તરે અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોએ સંસ્થાનો સ્થાપ્યાં; અને મધ્ય અને દક્ષિણ ભાગમાં સ્પેનિઅર્ડ અને પોર્ટુગીસ લોકો વસ્યા. જેમ જેમ યૂરોપીઅન લોકો એ ખંડના જૂદા જૂદા ભાગોમાં આગળ વધતા ગયા તેમ તેમ અસલી જાતોનો નાશ થતો ચાલ્યો, અને તેમની સંખ્યા ઓછી થતી ગઇ; હાલ ત્યાંની અસલી જાતના ઘણા થોડા લોકો જોવામાં આવેછે.

**બ્રિટિશ અમેરિકા** અને **યુનાઇટેડ સ્ટેટસ** દેશો ઘણું કરીને અંગ્રેજોએ વસાવ્યા હતા, તેથી ત્યાંના લોકો અંગ્રેજી ભાષા બોલે છે, અને ખ્રિસ્તી ધર્મનો **પ્રોટેસ્ટંટ** પંથ પાળે છે. **મેક્સિકો** અને **સેન્ટ્રલ અમેરિકાના** પ્રાંતો સ્પેનિઅર્ડ લોકોએ વસાવ્યા હતા, તેથી ત્યાંના લોક સ્પેનિશ ભાષા બોલેછે, અને તેઓ સઘળા **રોમન કેથલિક** છે.

**બ્રિટિશ અમેરિકાનો** આખો દેશ ગ્રેટ બ્રિટનને તાબે છે. ગ્રેટ બ્રિટનનાં મહારાણી તરફથી એક સૂબો એ દેશમાં અમલ ચલાવેછે. **યુનાઇટેડ સ્ટેટસ** અને **મેક્સિકોમાં** પ્રજાસત્તાક રાજ્ય છે. **સેન્ટ્રલ અમેરિકામાં બેલાઇઝ** સિવાય સઘળા પ્રાંતોમાં પ્રજાસતાક રાજ્ય છે. **બેલાઇઝ** ગ્રેટ બ્રિટનને તાબે છે.

---

# પ્રકરણ ૧૩મું—ઉત્તર અમેરિકા.

## દ્વીપ અથવા બેટ. (Islands).

### (અ) આર્ટિક મહાસાગર માંહેલા બેટ.

૧. પેરિ ટાપુ (Parry Islands).
  (૧) પ્રિન્સ પેટ્રિક (Prince Patrick).
  (૨) મેલ્વિલ (Melville).
  (૩) બેથર્સ્ટ (Bathurst).
૨. બેંકસ લેન્ડ (Banks Land).
૩. પ્રિન્સ એલ્બર્ટ લેન્ડ (Prince Albert Land).
૪. નોર્થ દેવન (North Devon).
૫. કોકબરન (Cockburn).
૬. સાઉધેમ્પટન(Southampton)-હડસન અખાતમાં
આ સઘળા બેટો ગ્રેટ બ્રિટનને તાબે છે.

### (આ) પેસિફિક મહાસાગર માંહેલા બેટ.

| | |
|---|---|
| ૧. એલુશિઅન ટાપુ (Aleutian Islands) ...................<br>૨. સિત્કા (Sitka)...................<br>૩. પ્રિન્સ ઓફ વેલ્સ બેટ(Prince of Wales Island) .... | યુનાઇટેડ સ્ટેટસને તાબેછે. |
| ૪. કવીન શાર્લોટ ટાપુ (Queen Charlotte Islands) ....<br>૫. વેન્કૂવર (Vancouver)........ | ગ્રેટ બ્રિટનને તાબે છે. |

(ઇ) એટલાન્ટિક મહાસાગર માહેલા બેટ.

૧. ગ્રીનલન્ડ (Greenland).
૨. આઇસલન્ડ (Iceland).
૩. ન્યુફાઉનલન્ડ (Newfoundland).
૪. એન્તિ કોસ્તિ (Anticosti).
૫. પ્રિન્સ એદુર્ડ બેટ (Prince Edward Island).
૬. કેપ બ્રિટન (Cape Breton).
૭. લોંગ બેટ (Long Island).
૮. બર્મુદાસ ટાપુ (Bermudas).
૯. વેસ્ત ઇન્ડયા ટાપુ (West India Islands).
    (૧) બહામા ટાપુ (Bahama Islands).
        ગ્રેટ બહામા (Great Bahama.)
        ન્યુ પ્રોવિદન્સ (New Providence).
    (૨) ગ્રેટર એન્તિલીસ (Greater Antilles)
        ક્યુબા (Cuba).
        જેમેકા (Jamaica).
        હેતિ (Hayti or San Domingo).
        પોર્તો રીકો (Puerto Rico).
    (૩) લેસર એન્તિલીસ (Lesser Antilles).
        ગોડલૂપ (Guadaloupe).
        માર્તિનીક (Martinique).
        બાર્બેદોસ (Barbadoes).
        ગ્રેનેડા (Grenada).
        ત્રિનિદાદ (Trinidad).

**ગ્રીનલન્ડ** અને **આઇસલન્ડ** ડેન લોકોના તાબામાં છે. **લોંગ બેટ** યુનાઇટેડ સ્ટેટસને તાબે છે. હેતિ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય છે. **ગોડલૂપ** અને **માર્તિનીક** ફ્રેન્ચ લોકના તાબામાં છે. **ક્યુબા** અને **પોર્તો રીકો** સ્પેનને તાબે છે. બાકીના સઘળા બેટો અંગ્રેજોના તાબામાં છે.

---

## દ્વીપકલ્પ. (Peninsulas).

૧. **મેલવિલ** (Melville)—બ્રિટિશ અમેરિકાની ઉત્તરે.

૨. **લેબ્રદોર** (Labrador)—બ્રિટિશ અમેરિકાની પૂર્વે.

૩. **નોવાસ્કોશિઆ** (Nova Scotia)—બ્રિટિશ અમેરિકાની અગ્નિ દિશાએ.

૪. **ફ્લોરિદા** (Florida)—યુનાઇટેડ સ્ટેટસની અગ્નિ દિશાએ.

૫. **યૂકાતાન** (Yucatan)—મેક્સિકોની અગ્નિ દિશાએ.

૬. **લોઅર કેલિફોર્નિઆ** (Lower California)—મેક્સિકોની પશ્ચિમે.

૭. **એલાસ્કા** (Alaska)—યુનાઇટેડ સ્ટેટસના એલાસ્કા પ્રાંતની પશ્ચિમે.

---

## ભૂશિર. (Capes).

૧. **બેરો પોઇન્ટ** (Barrow Point).... } એલાસ્કાની ઉત્તરે.

૨. **પ્રિન્સ ઓફ વેલ્સ** (Prince of Wales)........................ } એલાસ્કાની ઉત્તરે.

૩. **ફ્લેતરિ** (Flattery)—યુનાઇટેડ સ્ટેટસનાં વાયવ્ય ખૂણામાં.

૪. સેન્ટ લૂકાસ (St. Lucas)—લોઅર કેલિફોર્નિઆ-
ની દક્ષિણે.
૫. કેતોચી (Catoche)—યૂકાતાનની ઉત્તરે.
૬. સેબલ (Sable)—ફ્લોરિદાની દક્ષિણે.
૭. હેતરેસ (Hatteras)—યુનાઇટેડ સ્ટેટસની પૂર્વે.
૮. કોદ (Cod)—યુનાઇટેડ સ્ટેટસની ઇશાન દિશાએ.
૯. સેબલ (Sable)—નોવાસ્કોશિઆની દક્ષિણે.
૧૦. રેસ (Race)—ન્યુફાઉનલન્ડની દક્ષિણે.
૧૧. ચાર્લ્સ (Charles) ........ } બ્રિટિશ અમેરિકાની પૂર્વે
૧૨. ચદલી (Chudleigh) ... } બ્રિટિશ અમેરિકાની પૂર્વે
૧૩. ફેરવેલ (Farewell)—ગ્રીનલન્ડની દક્ષિણે.

---

## પર્વત. (Mountains).

૧. રોકી પર્વત (Rocky Mountains)....બ્રિટિશ અ-
મેરિકા અને યુનાઇટેડ સ્ટેટસની પશ્ચિમે.

શિખરો—૧. માઉન્ટ હુકર (Mount Hooker).
૨. માઉન્ટ બ્રાઉન (Mount Brown).

૨. માઉન્ટ સેન્ટ એલિઆસ (Mount St. Elias)............... } એલાસ્કામાં.
૩. માઉન્ટ ફેરવેધર (Mount Fairweather) ........... } એલાસ્કામાં.

૪. કેસ્કેદ પર્વત (Cascade Mountains) ......................... } યુનાઇટેડ સ્ટેટસની પશ્ચિમે.
૫. સીએરા નીવાદા (Sierra Nevada) ......................... } યુનાઇટેડ સ્ટેટસની પશ્ચિમે.

૬. **એલીગની પર્વત**(Alleghany Mountains)—યુનાઇટેડ સ્ટેટસની પૂર્વે.

૭. **સીએરા માદ્રે** (Sierra Madre)—મેક્સિકોમાં.



# પ્રકરણ ૧૪મું—ઉત્તર અમેરિકા.

## સમુદ્ર તથા અખાત.

## (Seas, Gulfs & Bays).

૧. **બેફિન અખાત** (Baffin Bay)—ગ્રીનલન્ડની વાયવ્ય દિશાએ.

૨. **હડસન અખાત** (Hudson Bay) ............ }

૩. **જેમ્સ અખાત** (James Bay ........................ } બ્રિટિશ અમેરિકાની ઉત્તરે.

૪. **સેન્ટ લોરેન્સ** નો અખાત (Gulf of St. Lawrence)—ન્યુ બ્રન્સવિક અને ન્યુફાઉનલન્ડની વચ્ચે.

૫. **ફન્ડીનો અખાત** (Bay of Fundy)—ન્યુ બ્રન્સવિક અને નોવા સ્કોશિઆની વચ્ચે.

૬. **ચેસપીક અખાત**(Chesapeak Bay)—યુનાઇટેડ સ્ટેટસની પૂર્વે.

૭. **મેક્સિકોનો અખાત** (Gulf of Mexico)—યુનાઇટેડ સ્ટેટસની દક્ષિણે.

૮. **કેમ્પીચી અખાત** (Campeachy Bay)—મેક્સિકોની અગ્નિ દિશાએ.

૯. હોન્ડુરાસનો અખાત (Bay of Honduras)—સેન્ટ્રલ અમેરિકાની ઉત્તરે.

૧૦. કેરિબીઅન સમુદ્ર (Caribbean Sea)—વેસ્ટ ઇન્ડયા ટાપુ અને દક્ષિણ અમેરિકાની વચ્ચે.

૧૧. કેલિફોર્નિઆનો અખાત (Gulf of California)-મેક્સિકોની પશ્ચિમે.

૧૨. સેન્ટ ફ્રાન્સિસ્કોનો અખાત (Bay of San Francisco)—યુનાઇટેડ સ્ટેટસની પશ્ચિમે.

૧૩. જ્યોર્જિઆનો અખાત(Gulf of Georgia)—વેન્કૂવર બેટ અને બ્રિટિશ કોલમ્બિઆની વચ્ચે.

---

## સામુદ્રધુની. (Straits).

| | |
|---|---|
| ૧. સ્મિથ સાઉન્ડ(Smith Sound)<br>૨. લેન્કેસ્ટર સાઉન્ડ (Lancaster Sound) ....................<br>૩. બેરો સ્ટ્રેટ (Barrow Strait)<br>૪. મેલવિલ સાઉન્ડ (Melville Sound) ....................<br>૫. બેંક્સ સ્ટ્રેટ (Banks Strait) | બેફિન અખાતને આર્ટિક મહાસાગર સાથે જોડેછે. |

૬. ડેવિસ સ્ટ્રેટ (Davis Strait)—બેફિન અખાતને એટલાન્ટિક મહાસાગર સાથે જોડેછે.

૭. હડસન સ્ટ્રેટ (Hudson Strait)—હડસન અખાતને એટલાન્ટિક મહાસાગર સાથે જોડેછે.

૮. બેલાઇલ સ્ટ્રેટ (Belle Isle Strait)—ન્યુફાઉન્લન્ડ અને લેબ્રદોરની વચ્ચે.

૯. ફ્લોરિદા ખાડી (Florida Channel)—યુનાઇટેડ સ્ટેટસ અને બ્હામા ટાપુની વચ્ચે.

૧૦. યૂકાતાન ખાડી (Yucatan Channel)—યૂકાતાન અને કયુબા બેટની વચ્ચે.

૧૧. જુઅેન-ડી-ફ્યુકા સ્ટ્રેટ (Straits of Juan-de Fuca)—યુનાઇટેડ સ્ટેટસ અને વેન્કૂવર બેટની વચ્ચે.

૧૨. કવીન શાર્લોટ સાઉન્ડ (Queen Charlotte Sound)—વેન્કૂવર બેટ અને બ્રિટિશ કોલંબિઅાની વચ્ચે.

૧૩. બ્હેરિંગ સ્ટ્રેટ (Behring Strait)—ઉત્તર અમેરિકા અને એશિઆની વચ્ચે.

---

## સરોવર. (Lakes.)

| | |
|---|---|
| ૧. ગ્રેટ બેર (Great Bear)........<br>૨. ગ્રેટ સ્લેવ (Great Slave)...<br>૩. એથબાસ્કા (Athabasca)....<br>૪. વિનિપેગ (Winnipeg) ........ | બ્રિટિશ અમેરિકામાં. |
| ૫. સુપીરિઅર (Superior)<br>૬. હુરોન (Huron)............<br>૭. સેન્ટ કલેર (St. Clair). .<br>૮. ઇરી (Erie) ................<br>૯. ઓન્તેરિઓ (Ontario). | બ્રિટિશ અમેરિકા અને યુનાઇટેડ સ્ટેટસની વચ્ચે. |

૧૦. મિશિગન (Michigan)...
૧૧. ગ્રેટ સોલ્ટ લેક (Great Salt Lake) ............ } યુનાઇટેડ સ્ટેટસમાં.

૧૨. નિકારાગ્વા (Nicaragua)—સેન્ટ્રલ અમેરિકામાં.

સુપીરિઅર અમેરિકામાં સર્વથી મોટો સરોવર છે.

---

## નદી. (Rivers).

૧. મેકનઝી (Mackenzie)..
૨. કોપરમાઇન (Copper-mine) ....................
૩. ગ્રેટ ફિશ અથવા બેક નદી (Great Fish or Back River .................... } બ્રિટિશ અમેરિકામાં વેહે છે અને આર્ટિક મહાસાગરને મળેછે.

૪. સેસ્કેચવોન (Saskatchewan)—રોકી પર્વતમાંથી નિકળીને બ્રિટિશ અમેરિકામાં વેહે છે, અને વિનિપેગ સરોવરને મળેછે.

૫. સેન્ટ લોરેન્સ (St. Lawrence)—અપર અને લોઅર કેનેડામાં વેહેછે, અને સેન્ટ લોરેન્સના અખાતને મળે છે.

નદ્યંતરગામિ—ઓતાવા (Ottawa).

૬. હડસન (Hudson)—યુનાઇટેડ સ્ટેટસનાં ઇશાન કોણમાં વેહે છે, અને એટલાન્ટિક મહાસાગરને મળે છે.

૭. મિસીસીપિ (Mississippi)—યુનાઇટેડ સ્ટેટસમાં વેહે છે, અને મેકિસકોના અખાતને મળે છે.

નદ્યંતરગામિ—૧. મિસુરિ (Missouri).
૨. આર્કેનસાસ (Arkansas).
૩. રેડ રિવર (Red River).
૪. ઇલિનોઇ (Illinois).
૫. ઓહીઓ (Ohio).

૮. રીઓ ગ્રેન્ડ અથવા રીઓ બ્રાવો-ડેલ-નોર્ટ (Rio-Gande or Rio Bravo-del-Norte)—યુનાઇટેડ સ્ટેટસમાં રોકી પર્વતમાંથી નિકળીને, મેકસિકો અને યુનાઇટેડ સ્ટેટસના તેકસસ(Texas) પ્રાંતને છૂટા પાડે છે, અને મેકિસકોના અખાતને મળે છે.

૯. રીઓ કોલોરેડો (Rio Colorado)—યુનાઇટેડ સ્ટેટસનાં નૈરૂત્ય કોણમાં વેહે છે, અને કેલિફોર્નિઆના અખાતને મળેછે.

૧૦. કોલમ્બિઆ અથવા ઓરેગોન (Columbia or Oregon)—રોકી પર્વતમાંથી નિકળીને બ્રિટિશ કોલમ્બિઆ અને યુનાઇટેડ સ્ટેટસમાં વેહેછે, અને પેસિફિક મહાસાગરને મળે છે.

૧૧. ફ્રેસર (Fraser)—રોકી પર્વતમાંથી નિકળીને બ્રિટિશ કોલમ્બિઆમાં વેહેછે,અને જ્યોર્જિઆના અખાતને મળે છે.

૧૨. યૂકોન (Yucon)—બ્રિટિશ અમેરિકા અને એલાસ્કામાં વેહેછે, અને પેસિફિક મહાસાગરને મળેછે.

## ઊત્તર અમરિકાની મોટી નદી અને તેમની લંબાઈ.

| | મેલ. | | મેલ. |
|---|---|---|---|
| ૧. મિસીસીપિ | ૪૦૩૬ | ૩. રીઓગ્રેન્ડ | ૧૮૬૭. |
| ૨. મેકનઝી | ૨૧૧૬ | ૪. કોલમ્બિઆ | ૧૨૦૦ |



# પ્રકરણ ૧૫મું—ઉત્તર અમેરિકા.

## મુખ્ય શેહેરો.—(Principal Towns).

### ૧. બ્રિટિશ અમેરિકા અથવા દુમિનિઅન ઓફ કેનેદા.

૧. **ઓત્તાવા** (Ottàwà)—અપર કેનેદામાં ઓત્તાવા નદીપર—બ્રિટિશ અમેરિકાની રાજધાની.

૨. **તોરોન્તો** (Toronto) ... } અપર કેનેદામાં—ઓન્તેરિઓ સરોવરને કાંઠે.
૩. **કિંગસ્ટન** Kingston).

૪. **મોન્ટ્રીલ** (Montreal).... } લોઅર કેનેદામાં—સેન્ટ લોરેન્સ નદીપર.
૫. **ક્વીબેક** (Quebec) ......

૬. **ફ્રેદરિકટન**(Frederickton) } ન્યુ બ્રન્સવિકમાં.
૭. **સેન્ટ જોન** (St. John).

૮. **હેલિફેક્સ** (Halifax)—નોવા સ્કોશિઆમાં.

૯. **શાર્લોટ તાઉન** (Charlotte Town)—પ્રિન્સ એદ્વર્ડ બેટમાં.

૧૦. **ફોર્ટ ગેરી** (Fort Garry)—મેનિતોબામાં.

૧૧. ન્યુ વેસ્ટમિન્સ્ટર (New Westminster)-બ્રિટિશ કોલમ્બિઆમાં ફ્રેસર નદીપર.

૧૨. ફોર્ટ યોર્ક (Fort York)—હડસન બે તરિતરિમાં હડસન અખાતને કાંઠે.

## ૨. યુનાઇટેડ સ્ટેટસ.

૧. વોશિંગટન (Washington)—પોતોમેક નદીપર-યુનાઇટેડ સ્ટેટસની રાજધાની.

૨. ન્યુયોર્ક (New York)—હડસન નદીપર-અમેરિકાનું સર્વથી મોટું શેહેર .........

૩. બ્રુકલિન (Brooklyn)—લોંગ બેટમાં ......................

૪. બોસ્ટન (Boston) ............

૫. ફિલેડેલફિઆ (Philadelphia) ..........................

૬. બાલ્ટિમોર (Baltimore) ...

(૨–૬) એટલાન્ટિક મહાસાગરના કિનારાપર—યુનાઇટેડ સ્ટેટસનાં મુખ્ય વેપારનાં બંદરો.

૭. રિચમન્ડ (Richmond).

૮. ન્યુ ઓર્લીઅન્સ (New Orleans)—મિસીસીપિ નદીનાં મુખ આગળ—એ શેહેરમાં રૂ અને ખાંડનો બોહોળો વેપાર ચાલેછે.

૯. સેન્ટ લૂઇ (St. Louis)—મિસૂરિ નદીપર.

૧૦. શિકેગો (Chicago)—મિશિગન સરોવરને કાંઠે.

૧૧. સેન ફ્રાન્સિસ્કો (San Frncisco)—પેસિફિક મહાસાગરના કિનારાપર મુખ્ય વેપારનું બંદર.

૧૨. ન્યુ આર્ચેનજળ (New Archangel)—સિત્કા બેટમાં—એલાસ્કાનું મુખ્ય શેહેર.

---

### ૩. મેક્સિકો.

૧. મેક્સિકો (Mexico)—મેક્સિકોની રાજધાની.

૨. વેરાક્રુસ (Vera Cruz).
૩. તેમ્પિકો (Tampico)...
૪. મેતમોરેસ (Matamoras)
} મેક્સિકોના અખાતના કિનારાપર મુખ્ય બંદરો.

૫. એકેપુલ્કો (Acapulco)—પેસિફિક મહાસાગરના કિનારાપર મુખ્ય બંદર.

૬. કેમ્પીચી (Campeachy)—યૂકાતાનનું મુખ્ય બંદર

---

### ૪. સેન્ટ્રલ અમેરિકા.

૧. ન્યુ ગોતીમાલા (New Guatemala)—ગોતીમાલાનું મુખ્ય શેહેર.

૨. બેલાઇઝ (Belize)—બેલાઇઝ અથવા બ્રિટિશ હોન્ડુરાસનું મુખ્ય શેહેર.

૩. કોમાયાગ્વા (Comayagua)—હોન્ડુરાસનું મુખ્ય શેહેર.

૪. સેન સેલવેદોર (San Salvador)—સેન સેલવેદોરનું મુખ્ય શેહેર.

૫. માનાગ્વા (Managua)—નિકારાગ્વાનું મુખ્ય શેહેર.

૬. સેન જોસે (San Jose)—કોસ્તારીકાનું મુખ્ય શેહેર.

---

## ઉત્તર અમેરિકાના ટાપુનાં મુખ્ય શેહેર.

૧. સેન્ટ જોન્સ (St. John's)—ન્યુફાઉનલન્ડનું મુખ્ય શેહેર.

૨. સિદની (Sydney)—કેપ બ્રિટન બેટનું મુખ્ય શેહેર

૩. નેસો (Nassau)—બ્હામા ટાપુઓનું મુખ્ય શેહેર—ન્યુ પ્રોવિદન્સ બેટમાં.

૪. હાવાના (Havanna)—ક્યુબા બેટનું મુખ્ય શેહેર.

૫. પોર્તો પ્રિન્સ (Port-au-Prince)—હેતિ બેટનું મુખ્ય શેહેર.

૬. સેન જુઆન (San Juan)—પોર્તોરીકો બેટનું મુખ્ય શેહેર.

૭. કિંગસ્ટન (Kingston)-જેમેકા બેટનું મુખ્ય શેહેર.

૮. પોર્ત-ઓપ્ફ-સ્પેન (Port of Spain)—ત્રિનિદાદ બેટનું મુખ્ય શેહેર.

૯. વિકટોરિઆ (Victoria)—વેન્કૂવર બેટનું મુખ્ય શેહેર.



# પ્રકરણ ૧૬મું—ઉત્તર અમેરિકા.

## ઊત્તર અમેરિકાની નદી અને તેપર આવેલાં શેહેરો.

૧. સેન્ટ લોરેન્સ—મોન્ટ્રીલ, ક્વીબેક.

ઓતાવા—ઓતાવા.

૨. હડસન—ન્યુ યોર્ક, એલબની.
૩. મિસીસીપિ—ન્યુ ઓર્લીઅન્સ.
    મિસૂરિ—સેન્ટ લૂઇ.
    ઓહીઓ—સિનસિનેતિ, લૂઇવિલ.
૪. રીઓગ્રેન્ડ—મેતમોરેસ.
૫. ફ્રેસર—ન્યુ વેસ્તમિન્સ્ટર.



# પ્રકરણ ૧૭મું—દક્ષિણ અમેરિકા.

## સીમા—(Boundaries.)

દક્ષિણ અમેરિકાની ઉત્તરે કેરિબીયન સમુદ્ર (Caribbean Sea) છે; પશ્ચિમે પેસિફિક મહાસાગર (Pacific Ocean) છે; દક્ષિણે એન્ટાર્ટિક મહાસાગર ( Antarctic Ocean) છે; પૂર્વે એટલાન્ટિક મહાસાગર (Atlantic Ocean) છે.



## દેશો. (Countries.)

૧. કોલમ્બિઆ (Columbia).
૨. વેનેઝ્વીલા (Venezuela).
૩. ગાયના (Guiana).
    બ્રિટિશ ગાયના (British Guiana).
    ડચ ગાયના (Dutch Guiana).
    ફ્રેન્ચ ગાયના (French Guiana).

૪. **બ્રેઝિલ** (Brazil).
૫. **ઇક્વેડોર** (Ecquador).
૬. **પીરૂ** (Peru).
૭. **બોલિવિઆ** (Bolivia).
૮. **ચિલી** (Chile).
૯. **લાપ્લાતા** અથવા **આર્ગેન્ટાઇન રીપબ્લિક** (La-Plata or the Argentine Republic).
૧૦. **પેરેગ્વે** (Paraguay).
૧૧. **યુરૂગ્વે** (Uruguay).
૧૨. **પેતગોનિઆ** (Patagonia).

**બ્રેઝિલ, ગાયના** અને **પેતગોનિઆ** સિવાય દક્ષિણ અમેરિકાના બીજા સઘળા દેશોમાં પ્રજાસત્તાક રાજ્ય છે. એ દેશો ઘણું કરીને સ્પેનિઅર્ડ લોકોએ પેહેલાં જીત્યાં અને વસાવ્યાં હતાં, માટે ત્યાં ઘણું કરીને સ્પેનિશ ભાષા બોલાય છે, અને લોકો ખ્રિસ્તી ધર્મનો રોમન કેથલિક પંથ પાળેછે. **બ્રેઝિલ** દેશમાં એક બાદશાહ અમલ ચલાવે છે. ત્યાંની ભાષા **પોર્ટુગીસ** છે અને ધર્મ રોમન કેથલિક છે. **ગાયનાના** ત્રણ ભાગો અંગ્રેજ, ફ્રેન્ચ અને વલંદા લોકના તાબામાં છે. **પેતગોનિઆમાં** જંગલી લોકો વસેછે, અને ત્યાં કોઇ મુકરર રાજ્ય નથી; પણ **ચિલી** અને **લાપ્લાતા** એ બન્ને દેશ એ પર દાવો કરે છે.



# પ્રકરણ ૧૮મું—દક્ષિણ અમેરિકા.

## દ્વીપ અથવા બેટ. (Islands.)

૧. મેરેજો (Marajo)—બ્રેઝિલની ઉત્તરે—એમેઝોન નદીનાં મુખ આગળ.

૨. ફોકલન્ડ ટાપુ (Falkland Islands)—પેતગો-નિઆની પૂર્વે.

| | |
|---|---|
| ૩. તેરા-ડેલ-ફ્યુગો (Tierra-del-Fuego) ...................... | પેતગોનિઆની દક્ષિણે. |
| ૪. કેપ હોરન બેટ (Cape Horn Island) ...................... | |
| ૫. સ્ટેટન (Staten Island) .... | |

| | |
|---|---|
| ૬. વેલિંગટન (Wellington).... | પેતગોનિઆની પશ્ચિમે. |
| ૭. ચિલોએ (Chiloe) ............ | |

૮. જુએન ફરનેન્ડીસ (Juan Fernandez)—ચિલીની પશ્ચિમે.

૯. ચિન્ચા ટાપુ ( Chincha Islands )—પીરૂની પશ્ચિમે.

૧૦. ગેલેપેગોસ(Galapagos Isles)-ઇક્વેદોરની પશ્ચિમે

મેરેજો બેટ બ્રેઝિલને તાબે છે. ફોકલન્ડ ટાપુ અંગ્રેજ લોકના તાબામાં છે. જુએન ફરનેન્ડીસ ચિલીને તાબે

છે. ચિન્ચા ટાપુ પીરૂને તાબે છે. ગેલેપેગોસ ટાપુ ઈકવેડોરને તાબે છે. બાકીના બેટો પેતગોનિઆમાં સમાયલા છે.

---

## સંયોગીભૂમિ. (Isthmuses).

૧. **પનામા અથવા ડેરિઅન** (Panama or Darien) ઉત્તર અને દક્ષિણ અમેરિકાને જોડે છે, અને એટલાન્ટિક અને પેસિફિક મહાસાગરને જૂદા પાડે છે.

---

## ભૂશિર. (Capes)

૧. **ગેલિનાસ પોઇન્ટ** (Gallinas Point)—કોલમ્બિઆની ઉત્તરે.

૨. **સેન્ટ રોક** (St. Roque)–બ્રેઝિલની ઈશાનદિશાએ.

૩. **ફ્રીઓ** (Frio)—બ્રેઝિલની અગ્નિ દિશાએ.

૪. **હોરન** (Horn)—કેપ હોરન બેટની દક્ષિણે.

---

## પર્વત. (Mountains.)

૧. **એન્ડીસ પર્વત** (Andes Mountains)—દક્ષિણ અમેરિકાના પશ્ચિમ કિનારાની સમાંતર, પનામાની સંયોગીભૂમિથી મેગલનની સામુદ્રધુની સુધી લંબાયલો છે.

**શિખર—૧. એકોન્કેગ્વા** (Aconcagua)—ચિલીમાં-અમેરિકાનો સર્વથી ઉંચો પાહાડ.

| | |
|---|---|
| ૨. ઇલીમાની (Illimani) | બોલિવિઆમાં. |
| ૩. સોરાતા (Sorata) .... | |
| ૪. કોતોપેક્સી (Cotopaxi) | ઇક્વેદોરમાં. |
| ૫. ચિમબોરેઝો (Chimborazo) .................. | |

## પ્રકરણ ૧૯મું—દક્ષિણ અમેરિકા.

### સમુદ્ર તથા અખાત.

### (Seas, Gulfs & Bays.)

૧. **ડેરિઅનનો અખાત** (Gulf of Darien)—કોલમ્બિઆની ઉત્તરે.

૨. **વેનેઝુવીલાનો અખાત** (Gulf of Venezuela)-વેનેઝુવીલાની ઉત્તરે.

૩. **એમેઝોનની ખાડી** (Estuary of the Amazon)—બ્રેઝિલની ઇશાન દિશાએ.

૪. **ઓલસેન્ટસ અખાત** (All Saints Bay)—બ્રેઝિલની પૂર્વે.

૫. **રાયો-ડી-જેનીરોનો અખાત** (Bay of Rio-de-Janeiro)—બ્રેઝિલની અગ્નિ દિશાએ.

૬. **લાપ્લાતાની ખાડી**(Estuary of the La Plata)-લાપ્લાતા અને યુરૂગ્વેની વચ્ચે.

૭. **ગાયાકીલનો અખાત** (Gulf of Guayaquil)-ઇકવેદોરની પશ્ચિમે.

૮. **પનામાનો અખાત** (Bay of Panama)—પનામાની સંયોગીભૂમિની દક્ષિણે.

---

## સામુદ્રધુની. (Straits).

**મેગલન** (Magellan)—પેતેગોનિઆ અને તેરા-ડેલ-ફ્યુગોને છૂટા પાડે છે,અને એટલાન્ટિકઅને પેસિફિક મહાસાગરને જોડે છે.

**લી મેર** (Le Maire)—તેરા-ડેલ-ફ્યુગો અને સ્ટેટન બેટની વચ્ચે.

---

## સરોવર. (Lakes).

૧. **મેરેકીબો** (Maracayho)—વેનેઝ્વીલામાં.

૨. **પેતાસ** (Patos)—બ્રેઝિલમાં.

૩. **તિતિકાકા** (Titicaca)—પીરૂ અને બોલિવિઆમાં

---

## નદી. (Rivers.)

૧. **મેગ્ડલીના** (Magdalena)—એન્ડીસ પર્વતમાંથી નિકળીને કોલમ્બિઆમાં વેહેછે, અને કેરિબીઅન સમુદ્રને મળેછે.

**એટલાન્ટિક મહાસાગરને મળતી નદી.**

૨. **ઓરિનોકો** (Orinoco)—વેનેઝ્વીલામાં વેહેછે.

૩. **એસેકીબો** (Esseqnibo)-બ્રિટિશ ગાયનામાં વેહેછે.
૪. **સુરિનેમ** (Surinam)—ડચ ગાયનામાં વેહેછે.
૫. **એમેઝોન** અથવા **મેરેનોન** (Amazon or Maranon)-એન્ડીસ પર્વતમાંથી નિકળીને પીરૂ અને બ્રેઝિલમાં વેહે છે.

**નદ્યંતરગામિ**—૧. **રાયો નીગ્રો** (Rio Negro).
૨. **મદીરા** (Madeira).
૩. **તેપેજોસ** (Tapajos).

૬. **તોકેન્ટિન્સ** (Tocantins)............ } બ્રેઝિલમાં
૭. **સેન ફ્રાન્સિસ્કો**(San Francisco) } વેહેછે.
૮. **પેરેના** (Parana)—બ્રેઝિલ, પેરેગ્વે અને લાપ્લાતામાં વેહેછે.

**નદ્યંતરગામિ**—૧. **પેરેગ્વે** (Paraguay).
૯. **યુરૂગ્વે** (Uruguay)—બ્રેઝિલમાંથી નિકળીને યુરૂગ્વે અને લાપ્લાતાને છૂટા પાડેછે.

---

## દક્ષિણ અમેરિકાની મોટી નદી અને તેમની લંબાઇ.

| | મેલ. | | મૈલ. |
|---|---|---|---|
| ૧. એમેઝોન.... | ૩૬૩૫. | ૩. સેન ફ્રાન્સિસ્કો.... | ૧૬૮૦ |
| ૨. પેરેના...... | ૨૪૦૦. | ૪. ઓરિનોકો ........ | ૧૫૦૦ |



# પ્રકરણ ૨૦મું--દક્ષિણ અમેરિકા.

## મુખ્ય શેહેરો. (Principal Towns.)

૧. કોલમ્બિઆ....૧. બોગોતા (Bogota)-રાજધાની.

૨. કાર્તેજીના (Cartagena)........ ⎫
૩. પનામા (Panama ............ ⎬ મુખ્ય બંદરો.
૪. એસ્પિનવોલ(Aspinwall) .... ⎭

૨. વેનેઝુવીલા ....૧. કેરેકેસ (Caracas)-રાજધાની.

૨. મેરેકીબો (Maracaybo)—મેરેકીબો સરોવરને કાંઠે.

૩. (અ) બ્રિટિશ ગાયના ૧. જ્યોર્જ તાઉન (George Town)—રાજધાની.

(આ) ડચ ગાયના ૨. પેરેમેરિબો (Paramaribo)—રાજધાની.

(ઇ) ફ્રેન્ચ ગાયના. ૩. કાયેન (Cayenne)—રાજધાની.

૪. બ્રેઝિલ............૧. રાયો-ડી-જેનીરો (Rio-de-Janeiro)—રાજધાની.

| | | |
|---|---|---|
| | ૨. બાહીઆ અથવા સેન સેલ્વેદોર (Bahia or San-Salvador) .... | મુખ્ય બંદરો. |
| | ૩. રેસિફિ અથવા પર્નેમ્બૂકો (Recife or Pernambuco) ............ | |
| | ૪. પેરા અથવા બેલેમ (Para or Belem) ............ | |
| ૫. ઇક્વેદોર ........ | ૧. કીતો (Quito)—રાજધાની. | |
| | ૨. ગાયાકીલ (Guayaquil)—મુખ્ય બંદર. | |
| ૬. પીરૂ................ | ૧. લીમા (Lima)—રાજધાની. | |
| | ૨. કાલાવ (Callao). | મુખ્ય બંદરો |
| | ૩. ત્રુક્સિલો (Truxillo) | |
| | ૪. કુઝ્કો (Cuzco)—પીરૂની અસલી રાજધાની. | |
| ૭. બોલિવિઆ... | ૧. ચુકીસાકા અથવા સુક્રે (Chuquisaca or Sucre)—રાજધાની. | |
| | ૨. ઓરૂરો (Oruro) | |

૩. **લાપાઝ** (La Paz).

૪. **પોતાસી** (Potosi)—એ શે-હેર પાસે રૂપાંની ખાણો છે.

૮. **ચિલી**............ ૧. **સેન્તીઆગો** (Sautiago)—રાજધાની.

૨. **વાલ્પારિસો** (Valpariso)-મુખ્ય બંદર.

૯. **આર્ગેન્ટાઇનરીપબ્લિક** ૧. **બ્યુએનોસ એરીસ** (Buenos Ayres)-રાજધાની.

૨. **પેરેના** (Parana)—પેરેના નદીપર.

૧૦. **પેરેગ્વે** ............૧. **એસનશન** (Asuncion)—રાજધાની—પેરેગ્વે નદીપર.

૧૧. **યુરૂગ્વે** ............૧. **મોન્ટી વિદીઓ** (Monte Video)—રાજધાની.

૧૨. **પેતેગોનિઆ**....૧. **પન્તા એરિનાસ** ( Punta Arenas)-પેતગોનિઆનું એક વસ્તીવાળું ગામડું.



# પ્રકરણ ૨૧ મું—ઓશીએન્યા.

ઓશીએન્યા એ પૃથ્વીનો છઠ્ઠો ભાગ છે, અને પેસિફિક મહાસાગર માહેલા સંખ્યા બંધ ટાપુઓનો બને લોછે. એના ચાર વિભાગ છે.

૧. ઓસ્ટ્રલએશિઆ (Australasia).
૨. મેલેશિઆ (Malaysia).
૩. માઇક્રોનીશિઆ (Micronesia).
૪. પોલિનીશિઆ (Polynesia).

---

## ૧. ઓસ્ટ્રલએશિઆના મુખ્ય બેટો અને શેહેરો.

૧. ઓસ્ટ્રેલિઆ (Australia)—દુનિયાનો સર્વથી મોટો બેટ.
   1. ક્વીન્સલન્ડ (Queensland)—બ્રિસ્બેન (Brisbane)—રાજધાની.
   ૨. ન્યુ સાઉથ વેલ્સ (New South Wales) સિદની (Sidney)—રાજધાની.
   ૩. વિકટોરિઆ (Victoria)—મેલબોરન (Melbourne)—રાજધાની.
   ૪. દક્ષિણ ઓસ્ટ્રેલિઆ (South Australia)-એદીલેડ (Adelaide)-રાજધાની.
   ૫. પશ્ચિમ ઓસ્ટ્રેલિઆ (West Australia)—પર્થ (Perth)—રાજધાની.

૨. તેસમેનિઆ (Tasmania)—હોબર્ટ ટાઉન (Hobart Town)—રાજધાની.

૩. ન્યુ ઝીલન્ડ ટાપુ (New Zealand Isles)—વેલિંગટન (Wellington)—રાજધાની.

૪. ન્યુ ગિની (New Guinea).

ઓસ્ટ્રેલિઆ, તેસમેનિઆ, અને ન્યુ ઝીલન્ડ અંગ્રેજ લોકના તાબામાં છે.

## ૨. મેલેશિઆના મુખ્ય બેટો અને શેહેરો.

સુમાત્રા (Sumatra)—બેનકુલન (Bencoolen)—રાજધાની.

૨. જાવા (Java)—બતેવિઆ (Batavia) રાજધાની.

૩. બોર્નિઓ ટાપુ (Borneo)

૪. સિલીબીસ ટાપુ(Celebes)-મેકેસર (Macassar) -રાજધાની.

૫. મોલક્કાસ ટાપુ(Moluccas)—એમ્બોયના બેટ (Amboyna)—રાજધાની.

૬. ફિલિપાઇન ટાપુ (PhilippineIsles)—મનિલા (Manilla)—રાજધાની.

ફિલિપાઇન ટાપુ—સ્પેનિઅર્ડ લોકના તાબામાં છે. બાકીના બેટો સઘળા વલંદા લોકના તાબામાં છે; પણ બોર્નિઓનો ઉત્તર ભાગ અંગ્રેજોના તાબામાં છે.

## ૩. માઈક્રોનીશિઆ.

આ ભાગના મુખ્ય ટાપુઓ લેડ્રોન ટાપુ (Ladronne Isles) અને સેન્ડ્વિચ ટાપુ (Sandwich Isles)છે.

### ૪. પોલિનીશિઆ.

આ ભાગના મુખ્ય દ્વીપો **ફીજી ટાપુ** (Feejee Isles), **ફ્રેન્ડલી** ટાપુ (Friendly Isles) અને **સોસાયટી** ટાપુ (Society Isles) છે.

---

## પ્રકરણ ૨૨ મું.

## દુનિયા માહેલા બ્રિટિશ મુલકો અને સંસ્થાનો.

### (યૂરોપ).

૧. **બ્રિટિશ દ્વીપો**(British Isles)—ગ્રેટ બ્રિટન, આયરલન્ડ, શેતલન્ડ ટાપુ, ઓર્કની ટાપુ, હેબ્રિડીસ ટાપુ, મેન, એંગલસી, વાઇત, સિલી ટાપુ, ચેનલ ટાપુ, અને હેલ્ગોલન્ડ.

૨. **જિબ્રોલ્ટર.** ૩. **માલ્ટા.** ૪. **ગોઆ.**

---

### (એશિયા).

૧. **ઇન્ડયા**—(બ્રિટિશ બરમા અને પડોસના ટાપુ સહિત)

૨. **સીલોન** (Ceylon).

૩. **સ્ટ્રેટસ સંસ્થાન** (Straits Settlements):—
**પીનાંગ** (Penang), **પ્રિન્સ ઓપ્ વેલ્સ** બેટ, (Prince of Wales Island), **વેલેસ્લી** પ્રાંત

(Province Wellesley), **મલાક્કા** (Malacca) અને **સિંગાપોર** (Singapore).

૪. **હોંગકોંગ** (Hongkong).

૫. **એદન** (Aden).

૬. **સાઇપ્રસ** (Cyprus).

---

## (આફ્રિકા.)

૧. **પશ્ચિમ આફ્રિકા સંસ્થાનો** (West Africa Settlements)—સીએરા લીઓન, ગેમ્બિઆ, કેપ કોસ્ત કેસ્ટલ, એકરા, લેગોસ અને એલમિના.

૨. **એસેનશાન** બેટ. ૩. **સેન્ટ હેલીના** બેટ.

૪. **કેપ કોલોની.** ૫. **નેટલ.**

૬. **મારિશિઅસ** બેટ. ૭. **સેશેલ ટાપુ.**

### ( ઉત્તર અમેરિકા. )

૧. **બ્રિટિશ અમેરિકા** અથવા **દુમિનિઅન ઓફ કનેડા.**

૨. **પેરિ ટાપુ.** ૩. **બેંકસલેન્ડ.**

૪. **પ્રિન્સ એલ્બર્ટ લેન્ડ.** ૫. **નોર્થ દેવન.**

૬. **કોકબરન** ૭. **સાઉથેમ્પટન.**

૮. **કમ્બરલન્ડ.** ૯. **એન્તિ કોસ્તિ.**

૧૦. **ન્યુ ફાઉનલન્ડ.** ૧૧. **બર્મુદાસ.**

૧૨. **બહામા ટાપુ.** ૧૩. **જેમેકા.**

૧૪. **વરજિન ટાપુ.** ૧૫. **બાર્બુદા.**

૧૬. એન્ટિગ્વા. ૧૭. દોમિનિકા.
૧૮. બાર્બેદોસ. ૧૯. ગ્રેનેદા.
૨૦. ત્રિનિદાદ. ૨૧. ક્વીન શાર્લોટ ટાપુ.
૨૨. બેલાઇઝ્ સંસ્થાન.

(દક્ષિણ અમેરિકા.)

૧. બ્રિટિશ ગાયના. ૨. ફ્રોકલન્ડ ટાપુ.

(ઓશીએન્યા.)

૧. ઓસ્ટ્રેલિઆ. ૨. તેસ્મેનિઆ.
૩. ન્યુ ઝીલન્ડ ટાપુ. ૪. ફીજી ટાપુ.
૫. નોર્ફોક બેટ. ૬. ઓકલન્ડ ટાપુ.



## પ્રકરણ ૨૩ મું.

## ૧. પૃથ્વીના ઊંચા પાહાડો.

| | |
|---|---|
| ૧. ગવરિશંકર (Gowrishunkar)—૨૯૦૦૦ ફુટ ............ | હિંદુસ્તાનમાં હિમાલય પર્વતની શિખરો. |
| ૨. દવલાગિરિ (Dowlagiri) ૨૮૦૦૦ ફુટ ........................ | |

૩. એકોન્કેગ્વા (Aconcagua) ૨૩૯૦૦ ફુટ—દક્ષિણ અમેરિકામાં એન્ડીસ પર્વતનું શિખર.

૪. દમાવંદ (Demavand)—૨૧૫૦૦ ફુટ—એશિયામાં અલબર્ઝ પર્વતનું શિખર.

૫. ચિમ્બોરેઝો (Chimborazo) ૨૧૪૦૦ ફુટ ...............

૬. સોરાતા (Sorata)—૨૧૩૦૦ ફુટ ..............................

દક્ષિણ અમેરિકામાં એન્ડીસ પર્વતનાં શિખરો.

૭. કીનિઆ (Kenia)—૨૦૦૦૦ ફુટ....

૮. કિલિમનજારો ( Kilimanjaro ) ૨૦૦૦૦ ફુટ ..........................

આફ્રિકામાં

૯. કોતોપેક્સી (Cotopaxi)—૧૮૪૦૦ ફુટ—દક્ષિણ અમેરિકામાં એન્ડીસ પર્વતનું શિખર.

૧૦. અલબર્ઝ (Elburz)—૧૮૦૦૦ ફુટ—એશિઆમાં કોકેસસ પર્વતનું શિખર.

૧૧. સેન્ટ એલિઆસ (St. Elias)—૧૭૮૦૦ ફુટ—ઉત્તર અમેરિકામાં.

૧૨. એરેરેત (Ararat)—૧૭૨૦૦ ફુટ—એશિયામાં.

૧૩. માઉન્ટ બ્રાઉન (Mount Brown)—૧૬૦૦૦ ફુટ ઉત્તર અમેરિકામાં.

૧૪. માઉન્ટ બ્લાં (Mount Blanc)— ૧૫૮૦૦ ફુટ ..........................

૧૫. માઉન્ટ રોઝા (Mount Rosa)— ૧૫૩૦૦ ફુટ ..........................

યૂરોપમાં એલ્પ્સ પર્વતનાં શિખરો.

૧૬. માઉન્ટ ફેરવેધર (Mount Fairweather )—૧૪૮૦૦ ફુટ—ઉત્તર અમેરિકામાં.

# ૨. પૃથ્વીની મોટી નદીઓ.

૧. નાઇલ (Nile)—૪૧૦૦ મૈલ—આફ્રિકામાં.

૨. મિસીસીપિ (Mississippi)—૪૦૩૬ મૈલ-ઉત્તર અમેરિકામાં.

૩. એમેઝોન ( Amazon )—૩૬૩૫ મૈલ—દક્ષિણ અમેરિકામાં.

૪. યેંગત્સીકિએંગ (Yangtsekiang)—૩૬૭૦ મૈલ... ................... } એશિયામાં

૫. યેનિસી (Yenisei)—૩૪૦૦ મૈલ.... } એશિયામાં

૬. નાઇજર (Niger)—૩૦૦૦ મૈલ—આફ્રિકામાં.

૭. લીના (Lena)—૨૫૫૦ મૈલ......... } એશિયામાં.

૮. ઓબિ (Obi)—૨૫૦૦ મૈલ......... } એશિયામાં.

૯. હોએંગો (Hoango)—૨૪૮૦ મૈલ. } એશિયામાં.

૧૦. પેરેના (Parana)-૨૪૦૦ મૈલ-દક્ષિણ અમેરિકામાં.

૧૧. મેકનઝી ( Mackenzie )—૨૩૦૦ મૈલ—ઉત્તર અમેરિકામાં.

૧૨. વોલ્ગા (Volga)—૨૨૦૦ મૈલ—યૂરોપમાં.

૧૩. સેન્ટ લોરેન્સ ( St. Lawrence )—૨૧૦૦ મૈલ ...................... } ઉત્તર અમેરિકામાં.

૧૪. રાયોગ્રેન્ડ(Rio Grande)-૧૮૦૦ મૈલ } ઉત્તર અમેરિકામાં.

૧૫. ડેન્યુબ (Danube)—૧૮૦૦ મૈલ.—યૂરોપમાં

૧૬. ઇન્દસ (Indus)—૧૮૦૦ મૈલ—હિંદુસ્થાનમાં.

---

## ૩. પૃથ્વીનાં મોટાં સરોવરો.

૧. **કેસ્પિઅન સમુદ્ર** ( Caspian Sea )—પૃથ્વીનો સર્વથી મોટો ખારાં પાણીનો સરોવર—યૂરોપ અને એશિયાની વચ્ચે.

૨. **સુપીરિઅર** ( Superior )—પૃથ્વિનો સર્વથી મોટે મીઠાં પાણીનો સરોવર—ઉત્તર અમેરિકામાં.

૩. **એરલ સમુદ્ર** (Aral Sea)—એશિયામાં.

૪. **મિશિગન**(Michigan)....
૫. **હ્યુરોન** (Huron)......... } ઉત્તર અમેરિકામાં.

૬. **વિકટોરિઆ નિએન્ઝા** (Victoria Nyanza) ......................
૭. **એલ્બર્ટ નિએન્ઝા** (Albert Nyanza) ..............................
૮. **તેંગેનિકા** (Tanganyka).........
} આફ્રિકામાં

૯. **બાઇકલ** (Baikal)—એશિયામાં.

૧૦. **લેડોગા** (Ladoga)—યૂરોપમાં.

